Sur Dep
mât.
Reg No. 308

૭૮૬

# ભક્તી-સાગર

જેમાં

( પીર કાયમદીન બાવા સાહેબ, અભરામ બાવા, ઉમર બાવા, પુંજાબાવા, જીવણ મસ્તાન રતનબાઇ, બડા સાહેબ નથુબાવા વિગેરેનાં ભજનો છે.)

છાપનાર—છપાવી પ્રસિદ્ધ કરનાર

**હરગોવનદાસ હરકીશનદાસ**

શ્રી "અંબિકા વિજય" પ્રેસના માલિક

બરાનપુરી ભાગોળ-સુરત.

ઇ૦ સ૦ ૧૯૦૫ પ્રત ૧૦૦૦

કીંમત ૦-૮-૦

## બે બોલ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

આ પુસ્તકમા જે ભજનો આપવ[illegible] સંગ્રહ કાયમદીન બાવા સાહેબ તથા તેમના શિષ્યોના છે આમા પ્રથમથી તે પૃષ્ટ ૧૨૮ સુધીના ભજનોનો વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી તથા લુણાવાડા સ્ટેટના માજી દીવાન રાવ બહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાટાવાળા સાહેબે સગ્રહ કરેલો છે અને તે તેમણે પોતાના ત્યા પ્રકટ થતા "સાહિત્ય" માસિકમા ઇ સ ૧૯૨૨મા બહાર પાડયા છે આ ભજનો એવાતો લોક પ્રીય નીવડયા છે કે લોકો તે હમેશા ગાય છે અને તેમની માગણી કરે છે આમ ચાલુ માગણીઓથી એ ભજનો એક પુસ્તકમા બહાર પાડવાની કેટલાક મિત્રો તરફથી આગ્રહ પૂર્વક સુચનાઓ થઇ જે ઉપરથી રાવ બહાદુર સાહેબને તેની સમતી માટે વિનતી કરવામા આવી અને તે વિનતી તેમણી મહેરબાની રાહે કબુલ કરી તેમણે જેટલા ભજનો પોતાના માસિકમા બહાર પાડયા હતા તેટલા પહેલા લઇ લીધા અને બાકીના મને જે મળ્યા તેનો પણ આમા સમાવેશ કરી દીધો અને આ પુસ્તકના રૂપમા બહાર પાડી તેને "**ભકતી સાગર**" નામ આપ્યુ. આ પુસ્તકમા તેવા ઘણા ભજનો આવી જાય છે તોપણ હજુ પણ ઘણા ભજનો બાકી

છે એવુ સાભળવામા આવ્યુ છે પણ તે મારે હાથ લાગ્યા નથી જો હાથ લાગશે તો ભવિષ્યમા દાખલ કરી દેવામા આવશે ગાદીવાળા પીર સાહેબ પાસે આ પ્રકારનુ ઘણુ સાહિત્ય છે જેને માટે રા બ હરગોવિદદાસ સાહેબે છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમા પ્રમુખ તરીકે પોતાના ભાષણમા ઘણો સારો ઉલ્લેખ કરેલો છે રાવ બહાદુર સાહેબે જે ભજનો પોતાના માસિકમા બહાર પાડયા હતા તે આ પુસ્તકમા લેવાની મને જે પરવાનગી આપી છે તેને માટે હુ તેમનો ઉપકાર માનુ છુ વળી બાકીના ભજનો પણ મને જે જે ગૃહસ્થો એ આપ્યા છે તેમનો પણ ઉપકાર ભુલાએ એવો નથી

—પ્રકાશક

# પીર કાયમ દીન બાવા સાહેબ

પીર કાયમદીન બાવા સાહેબ માગરોલની ગાદીવાળા પીરોના વડીલ થાય છે તેમની દરગાહ વડોદરા પ્રાતના પાદરા તાલુકાના એકલબારા ગામે છે ત્યા બાર મહીને કારતક સુદ પુનમના રોજ મોટો મેળો ભરાય છે જેમા હજારો લોકો ભાગ લેવા ભેગા થાય છે આ પીર સાહેબ ફળાહારી (વેજીટેરીઅન) હતા અને હમેશા અહિસાનુ શિક્ષણ આપતા હતા એવુ કહેવામા આવે છે કે એક વખત તેઓ પોતાના એક મુરીદ—સેવકના ત્યા પધાર્યા

તે સખસે ખાવાનો વખત હોવાથી તેમની આગળ રાધેલી માછલીઓ મુકી પીર સાહેબે કહ્યુ કે હુ આ ચીજ ખાતો નથી, તુ તેમને નદીમા મુકી આવ તેણે કહ્યુ કે તેમનામા હવે જીવ નથી તો ત્યા મુકવાથી શુ ફાયદો ? તો પીર સાહેબે કહ્યુ કે એક કુડામા પાણી લાવ તો હુ તને દેખાડુ તે ઉપરથી પેલો સેવક પાણીનુ કુડુ ભરીને પીર સાહેબ આગળ લાવ્યો અને પીર સાહેબે તે માછલીઓ પાણીમા મુકાવી જેવી તે પાણીમા પડી કે તરતજ જીવતી થઇ ગઇ આથી તે સેવક ઘણોજ અજાયબ થયો અને જઇને તે માછલીઓ નદીમા મુકી આવ્યો આજે પણ કોઇથી તેમની દરગાહની હદમા એવા ખોરાકનુ નામ લઇ શકાતુ નથી તેમનો આ ચમત્કાર આજે પણ જારી હોવાથી હજારો હીદુઓ તેમને પુજ્યભાવથી માને છે અને તેમના પવિત્ર ધામમા મોટી સખ્યામા હાજરી આપે છે

તેમના વિશે કેટલીક હકીકત રાવ બહાદુર સાહેબે પોતાના માસિકમા પ્રસ્તાવના રૂપે આપેલી છે જે આ પુસ્તકમા આગળ દાખલ કરવામા આવી છે તે ઉપરથી તેમનો દરજો કેટલો છે તે સહેજ સમજી શકાય એમ છે તેમના વડીલો અરબસ્તાનના વડા સરદાર અને કાબુલના અને બલખબુખારાના મોટા બાદશાહ હતા એટલે તેમની નસોમા બાદશાહી ખુન વહેતુ હતુ વળી તેમના વડીલ હઝરત બાવા ફરીદ સાહેબનો સબધ મા તરફથી દીલ્લીના બાદશાહો સાથે હતો એટલે તે હિસાબે પણ તેઓ ઉચા

ફરજાના હતા હઝરત બાવા ફરીદ સાહેબને અજમેર શરીફ વાળા મહાન ખ્વાજા સાહેબે પોતાના નાયબ નીમેલા હોવાથી હીંદુસ્તાનનુ આચાર્ય પદ પણ તેમના કુટુબનુ જ હતુ આ પ્રમાણે બાદશાહી લોહી સાથે ગુરૂ પદ્દી તેમના વશમા અસલથી ચાલતી આવી છે આવુ હોવાથીજ હજારો લોકો તેમની ગાદીને માને છે

---

## પીર મોટા મીયા સાહેબ

તેમની જગાએ હાલ ના૦ મહાત્મા મૌલાના પીર મોટામીયા સાહેબ છે જે માગરોલની ગાદીવાળા[૧] કહેવાય છે તેઓ તમામ ધર્મોનુ સારૂ જ્ઞાન ધરાવે છે અને અગ્રેજીમા બી એ સુધી શીખેલા છે તેઓ પણ હમેશા જીવ દયાનો બોધ કરે છે અને "ઘેર ઘેર ગાય" પાળવાનો દરેકને આગ્રહ કરે છે તેમની કોશીશથી હજારો ગાયો પળાતી થઇ ગઇ છે વળી ભીલ લોકો જે હમેશા દારૂ પીતા હતા અને મડદાલ ખાતા હતા તેમાના સેકડો જણે પીર સાહેબના બોધથી દારૂ પીવાનુ અને મડદાલ ખાવાનુ છોડી દીધુ છે અને ભકતી કરતા થઇ ગયા છે પીર સાહેબ હીદુ મુસલમાનોમા જરા પણ ભિન્ન ભાવ રાખતા નથી કારણ કે તેઓ એક સુફી ખીયાલના માણસ છે સુફીઓ બ્રહ્મજ્ઞાનને માનનારા હોય છે એટલે એવા જ્ઞાનવાળા પુરૂષો

---

૧ માગરોલ ગામ નવસારી પ્રાંતમા આવેલુ છે અને કોસબા ઝખવાવ રેલ્વેનુ એક સ્ટેશન છે તથા તાલુકાનુ મુખ્ય સ્થળ છે.

હમેશા સમાન દ્રષ્ટીજ રાખે છે તેઓ એક મોટી ગાદીના આચાર્ય હોવાથી બે લાખ જેટલા સેવકોના ધર્મગુરૂ છે છતા એક સાધુ—ફકીરની માફક પોતાનુ જીવન ગાળે છે. તેમનો વિવેક, તેમની રહેણી કરણી, તેમની સાદાઇ, તેમની ભકતી એવા તો ઉચ્ચ પ્રકારના છે કે તેમનો પ્રભાવ હમેશા વધતોજ જાય છે અને તેઓ પીર કાયમદીન બાવા સાહેબની ગાદીને શોભા રૂપ છે એમ દરેક જણ હીમતથી કહી શકે છે આવા પ્રભાવશાળી અને જ્ઞાની ધર્મગુરૂઓ હોય તો હીંદુ મુસલમાનોમા કદી પણ કડવાશ પેદા થવાનો વખત આવે નહી અને બને કોમો સલાહ સંપથી રહી શકે જેથી દેશની ચડતી થવામા જરા પણ અડચણ આવે નહી

—પ્રકાશક

---

## ભકતી-સાગર.


આ પુસ્તકમા માગરોલના પીરાના વડીલ એકલબાગવાળા **પીર શાહ કાયમદીન બાવા સાહેબના** તથા તેમના શિષ્યો જેવા કે **અભરામ બાવા, ઉમર બાવા, નબીમીયા, પુજા બાવા, જીવણ મસ્તાન, રતનબાઇ** વિગેરેના કલામ-ભજનોનો એક મોટો સંગ્રહ છે **કીમત ૦-૮-૦** વી૦ પી૦ ખરચ જુદુ.

મળવાનુ ઠેકાણુ

**સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી**

"ઝુલ્ફિકાર ઓફીસ" હરીપુરા-**સુરત.**

## મહાન ખ્વાજા સાહેબની યાદગીરીમાં પીર મોટામી સાહેબની નેક સુચનાથી પ્રગટ થતુ માસીક

# "ઝુલ્ફિકાર."

ઉપલા નામનુ એક માસિક સારા પાયા ઉપર ગુજરાતીમા અમારા તરફથી બહાર પાડવામા આવ્યુ છે જેમા તસવ્વુફ, સુલુક બ્રહ્મજ્ઞાન બુઝુર્ગોના–મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો, અકાયદ, ઇલ્મ, (વિદ્યા) ખેતી, વેપાર, હુન્નર કારીગીરી વિગેરેને લગતા ઉપયોગી વિષયોને સમાવેશ કરવામા આવે છે અને ચાલુ ખબરો પણ આપવામા આવે છે

આજકાલની ઉપલકીયા કેળવણીને લીધે જડવાદ (દેહરીયત)નો ચેપ જે ઘણે ભાગે પોતાનો રગ બધે દેખાડવા લાગ્યો છે અને લોકોને અકીદા બગાડે છે તથા પોતાની ઝેરી અસર ફેલાવે છે તેનો મુકાબલો કરી ચૈતન્યવાદ (રૂહાની વાતો)ની લોકોને સમજ પાડવા માટે તથા ખુદાની ખરી તાલીમ તરફ લોકોનુ ધ્યાન ખેચી મને ખુદાઇ જ્ઞાનમા આગળ વધવા બનતા સાધનો લેખોથી પુરા પાડવા માટે આ માસિક બનતી કોશીશ કરશે જમાનો ઘણો બારીક છે ખુદા જેનુ ઇમાન રાખે તેનુ રહે એવો નાજુક વખત આવી લાગ્યો છે, તેથી અમે મહાન ખ્વાજા સાહેબના નામથી આ માહસ ઉપાડયુ છે માટે આશા છે કે ખુદાના ખરા રસ્તાને રોશન કરવાને ખીયાલ રાખનારા ભાઇઓ જરૂર આ માસિક તરફ પોતાનુ નેક વલણ બતાવી આભારી કરશે

સારા કાગળ, રગીન ચમકદાર પુઠા સાથેના ચાલીસ પાનાના આ માસિકનુ આવા મોઘવારીના જમાનામા વરસ દિવસનુ લવાજમ ટપાલ ખરચ સાથે હીદુસ્તાન માટે ફકત રૂા૦ ૩–૦–૦ રાખવામા આવ્યુ છે કે સઉ ભાઇઓને સહેલાઇથી તેનો લાભ મળી શકે

**લી૦ સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી.**

એડીટર, "ઝુલ્ફિકાર" માસિક,

ઠે૦ હરીપુરા, હુસેનજીના ટેકરા આગળ મુ૦ સુરત.

# મુસલમાની ગુર્જર—સાહિત્ય.

મુસલમાન ભાઇઓએ ગુજરાતી સાહિત્યમા કઇ ફાળો આપ્યો છે કે નહી, તે વિષે આજ સુધી આપણા જાણામા ઘણુજ થોડુ આવ્યુ હતુ, કેમકે તેમના સાહિત્ય વિષે આપણે થોડીજ દરકાર રાખતા હતા તેનુ કારણ એક એ હો કે એ લોકોમા સાહિત્ય હશે, તો પણ તે તેમના ધર્મ સબધી હશે બીજુ કારણ એ હોઈ શકે કે એ લોકોની ભાષા અશુદ્ધ ગુજરાતી હોય

ધર્મના કારણથી સાહિત્યનો અનાદર કરવો એ યોગ્ય નથી આપણે એજ કારણને લીધે જૈન સાહિત્યથી ને જૂદા જૂદા પથોના સાહિત્યથી અજાણ રહયા હતા મુસલમાનોની ભાષા અશુધ્ધ ગુજ- રાતી હોય એ માનવુ પણ ભુલ ભરેલુ છે તેમનો મોટો ભાગ અસલ હિંદુ હતો, તેથી તેમની ભાષા હિંદુઓના જેવી હોય કદી ધર્મના કારણથી કે ખરા મુસલમાનોના સગથી તેમની ભાષામા યાવની કે ઉર્દુ શબ્દો આવે તે જુદી વાત છે કાનમ તરફ વોહો- રાની અને ખોજા લોકોની ભાષા પારસીઓની ભાષા કરતા પણ વધારે શુધ્ધ હોય છે

આગાખાની ને પીરાણાપથનુ કેટલુક સાહિત્ય મારે હાથ લાગ્યા પછી તે કરતા પણ ચઢીઆતુ ને વધારે શુદ્ધ સાહિત્ય માગરોલ-(પ્રાત નવસારી)ની પીરની ગાદીના સજ્જાદાનશીન પીર મોટા મીઆ સાહેબની અને વડોદરાના જમાદાર બચ્ચુ મીયા ભગત ઉર્ફે હમીદખા નજીમખા ટાડાપુરીની કૃપાથી મારે હાથ લાગ્યુ છે

એ ગાદીના વડિલ હજરત શાહ કાયમુદીન (કાયમદીન) બાવા ચિશ્તી કાદરી મોટા પીરજાદા થઇ ગયા છે, તેમની દરગાહ વડોદરા પાસે પાદરા તાલુકાના એકલબારા ગામે મહી નદીને કાંઠે છે તેમનો પંથ કાનમના અને સુરત જીલ્લાના હજારો વોહોરા વગેરે માને છે તેમના કેટલાક શિષ્યો, જેવા કે અભરામ બાવા, ઉમર બાવા, નબી મીઆં, પૂંજાબાવા, જીવણ મસ્તાન, રતનબાઇ વગેરે, ભકત કવિઓ થઇ ગયા છે, તેમના રચેલા કલામ-ભજન કાનમ વગેરેમાં એ પંથવાળા લોકો આદરથી ગાય છે

નવાઇ સરખું એ છે કે હજરત શાહ કાયમુદીને જાણે મુસલમાના ને હિંદુ ધર્મને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો હોય તેમ હિંદુ ધર્મની ઘણી વાતો લેવામાં આવી છે, તથા કૃષ્ણ ભક્તિના પ્રેમરસ ભર્યાં ગીતો તેમના શિષ્યોએ રચવાનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે.

હજરત શાહ કાયમુદીન સબંધી કેટલીક હકીકત નીચે આપું છું, કેમકે તે જાણવા જેવી હોઇ તેમના પંથ ઉપર સારો પ્રકાશ પાડે છે

પીર કાયમદીન બાવાના વડાવા હઝરત બાવા ફરીદ સાહેબ હતા તેમણે સાતસો વર્ષ પહેલા ચિશ્તીઆ ગાદી પંજાબના પાક પટ્ટન શરીફમાં કાયમ કરી હતી તેમને અજમેરવાળા ખ્વાજા સાહેબથી ન્યામત (પ્રસાદી) મળી હતી તેમના દાદા હઝરત શોએબ સાહેબના લગ્ન સુલતાન મહમુદ ગજનીની બહેન સાથે થયા હતા બાવા ફરીદ સાહેબના વડીલો અસલમાં બલ્ખ બુખારાના શહેનશાહ હતા તેમના એક લગ્ન દિલ્હીના બાદશાહ સુલતાન શમશુદ્દીન

અલ્તમશના પુત્ર ગ્યાસદ્દીનની દીકરી બીબી હજુરાખાતુન બેગમ સાથે થયા હતા તેમના હજારો ખલીફા થયા હતા, તેમા દિલ્હી-વાળા હઝરત નીજામુદીન એલીઆ તથા પીરાન કલીઅરવાળા હઝરત અનાઉદ્દીન અલી એહમદ સાબિર એ બે વધારે મોટા ગણાય છે આ બે ખલીફાના ઘણા મુરીદ (શિષ્ય-સેવક) હતા હઝરત નસીરૂદ્દીન ચિરાગ દેહલવી તથા મીર ખુશરૂ પણ આજ ખાનદાનના સેવક હતા હઝરત નસીરૂદીન ચિરાગના મુખ્ય શિષ્ય હઝરત સૈયદ મોહમદ બંદેનવાજ ગેસુ-દરાજ હતા હજરત બંદેનવાજ હજરત નસીરૂદીન ચિરાગની પાલખી ઉપાડતા હતા અને ત્રીશ વર્ષ સુધી પાલખી ઉપાડીને ન્યામત મેળવી હતી તે હઝરત બાબા ફરીદ સાહેબના ખલીફાના મુરીદના મુરીદ હતા તેમનો રોજો નિજામ હઇદ્રા-બાદના ગુલબરગામા છે તેમની ઓલાદના લોકો હાલ અમદાવાદમા કડીમા તથા તેની આપપાસના ગામોમા છે

હઝરત બાવા ફરીદ સાહેબ અડતાળીશ વર્ષ સુધી ખાધા પીધાની કઇ પણ પરવા રાખ્યા વગર ખુદાના પ્રેમમા રહયા હતા પોતે ફરમાવ્યુ હતુ કે મારી ઓલાદ હવે ભુખે મરશે નહી, કારણ કે મે ૪૮ વર્ષ સુધી ભુખ વેઠી છે તેમના વખતમા જ્ઞાનનો પ્રચાર ઘણો થયો હતો, અને તેનો પંજાબને વધારે લાભ મળ્યો હતો શિખ લોકોના ગુરૂ મહાત્મા નાનકને પણ તેમના તરફથી જ્ઞાનની પ્રસાદી મળી હતી ગુરૂ નાનક બાવા ફરીદ સાહેબના પડદે થવા પછી પણ દર વર્ષે તેમનો ઓરસ કરવા પાકપટ્ટન જતા હતા ઇસ્લામી ધામોની જાત્રા પણ તેમણે ફરીદ સાહેબના ઉપદેશથી કરી હતી

હજરત બાવા ફરીદ સાહેબની ઓલાદમા પીર બદરૂદીન મસ્તાન થયા, તે કડીમાં રહેતા હતા તેમની પછી પીર શાહ કાય મદીન બાવા થયા તેઓ હજરત બદરૂદીન સાહેબના દિકરા હતા તેઓ બસે વર્ષ ઉપર થઇ ગયા તેમણે બનાવેલ "નુરરોશન"* નામનુ પુસ્તક જોવાથી ખાત્રી થાય છે, કે બીજા મહાત્માઓએ તેમને કુતુબનો જે મરતબો આપ્યો હતો તે વાજબી હતો નુરરોશન ગ્રથ તેમણે હીજરી ૧૧૧૧ ની સાલના ઉર્દુમાં રચ્યો હતો તેનો ઉતારો ગુજરાતી ઉર્દુમા ભગત સુલેમાન મહમદે કરેલો છે, તેમાથી ગુજરાતીનો નમુનો —

મારો ન્યારો છે તે ભેદ, ન જાણે સૌ કોઈ રે અલ્લા ॥ ટેક ॥
જહારે પવન સચરે નહી રે, તદા નુર અપાર ॥
પ્રેમ પીયાલો પીતા ભુલ્યા, જોયો નુર દીદાર ॥ ન જાણે ॥ ૧ ॥
અગમ અકાસમા નુર નુર, તાસે લાગે પ્રીત ॥
સુરત પગથીએ સીડી ચઢીએ, તો લીધો અગમ ગઢ જીત ॥ ન જાણે ॥ ૨ ॥
ન જાણે કોઇ જોગી સન્યાસી, ન જાણે સસાર ॥
જાણે કોઇ વીરલો ભેદુ, આશક મસ્ત દીદાર, ॥ ન જાણે ॥ ૩ ॥

બીજો એક અગત્યનો મોટો ગ્રથ નાગરી સુદર અક્ષરે લખેલો છે, તેમા ૮૮ અગ ને ૧૬ સ્તુતિ વર્ણવી છે કર્તા કોઇ વસ્તા હોય એમ જણાય છે તેની રચ્યા સાલ ૧૮૩૧ ને ઉતાર્યા

* આ કિતાબ તરજુમા સાથે બહાર પડી છે અને સુરતમા ઝુલ્ફિકાર ઓરીયામાથી મળે છે

સાલ ૧૯૦૩ છે તેની ભાષામાં કોઇ હિંદુસ્તાની શબ્દો ને રૂપો આવે છે જુઓ —

શ્રી ગુરૂદેવને વંદીએ ॥ પ્રીતે લાગીએ પાય ॥
અવર વદન જ્યાથે ટળે ॥ આવાગમન મિટ જાય ॥
બુધ્ધ શુધ્ધ દાતા થયો ॥ રિધ્ધ સિધ્ધ દાતા જેહ ॥
સ્વરૂપ દાતા સચિદાનંદ ॥ પ્રીતે વંદુ તેહ ॥
ગુરૂ સેવા સબથે બડી ॥ તાથે બડી ન કોય ॥
સરવ ધરમકો એક ધરમ ॥ ગુરૂ ગ્નાની બુઝુ સોય ॥
દેવ સકળ ગુરૂદેવમા ॥ ધરમ સકલ સબમાહે ॥
શ્રી ગુરૂદેવ ઉપાસતા ॥ અવર ધરમ કો નાહે ॥

પીર કાયમુદીને એકાવન શખસોને જ્ઞાન આપી મહાપદે પહોચાડયા હતા, તેમા અભરામ બાવા અગ્ર સ્થાન ભોગવતા હતા અભરામ બાવાએ પીરના હુકમને આધીન થઇ ઉમર બાવાને અને પૂંજા બાવાને રંગ્યા હતા એટલુજ નહી, પણ ભરૂચના તે વખતના કાજી ખાનદાનના હજરત નબીમીઆને પણ ન્યામત આપી હતી. પૂર્વે જણાવેલા જીવણુ મસ્તાન વડોદરા પ્રાંતના ચોરંદા તાબુકાના પાછીયાપૂરામા રહેતા હતા, અને તે રતનબાઇ જેમની વાણી પ્રખ્યાત છે તેમના પિત્રાઇ ભાઇ થતા હતા તેમને પીર કાયમુદીન બાવા સાહેબ તરફથી ન્યામત મળી હતી

હજરત બડા સાહેબ ચિશ્તી કરીને આશરે સો વર્ષ ઉપર થઇ ગયા, તેઓ અસલ દિલ્હીના હતા પણ પાછળથી ફરતા ફરતા આ જીલ્લામા આવ્યા હતા તેઓ ચિશ્તીઆ સંપ્રદાયમા હજરત નિજામુદીન ઔરંગાબાદીના ફિકરા હજરત ફખરૂદીનના

હાથથી મુરીદ થયા હતા તેમનો રોજો અકલેશ્વર તાલુકાના ખરોડ ગામે છે, તે પાનોલી સ્ટેશનથી દોઢ ગાઉ થાય છે ભગત સુલેમાન જંબુસર તાલુકાના ગામ સારોદના રહેવાશી હતા, અને પાછળથી તેઓ વડોદરા પાસે અંકોટા ગામે આવી વસ્યા હતા તેમના ભજન માંગરોલની ગાદીના હાલના પીર મોટામીઆ સાહેબના પિતા પીર કાયમદીન બાવા મોટા મીઆ સાહેબને ઉદેશીને કહેલા છે

આ પ્રમાણે હજરત શાહ કાયમુદ્દીન બાવા સાહેબનો ટૂંક ઇતિહાસ જમાદાર બચુમીયા ભગતના લેખોને આધારે આપ્યા પછી તેમના શિષ્યોની કવિતા નીચે આપવામા આવે છે, તેમા રતનબાઇની કવિતા પ્રથમ લઇશુ એ બાઇ હજરત શાહ કાયમુદ્દીન સાહેબના મુરીદ (શિષ્ય) હતા, અને જીવણ મસ્તાનના કાકાની દિકરી થતાં હતા દોઢ સો વર્ષ પહેલા કાનમ જીલ્લામા કેળવણીનુ નામ નિશાન નહોતુ એટલે એ બાઇને તેનો લાભ મળ્યો નહોતો એ સ્પષ્ટ છે, છતા એક અભણ બાઇના મુખથી જ્ઞાનમય ભજન નીકળે એ તેમના ગુરૂ તરફથી મળેલી પ્રસાદીની ખરેખરી સાબીતી છે ભજનોમા જ્ઞાન, ધ્યાન, વિવેક, ભક્તિ, વૈરાગ્ય, ઉપદેશ વગેરે વિષયો સમાએલા હોઇ વાણી મધુર ને કોઇ તે વખતનો હિંદુ કવિ લખે એવી શુધ્ધ ગુજરાતી છે મીરાબાઇની પેઠે પ્રેમભક્તિમા નિમગ્ન થએલી બાઇના હૃદયના ઉમળકા ભજનોમાં પ્રકટ થએલા જોવામાં આવે છે ઉર્દુ જેવી કવિતા લીધી નથી

હરગોવિંદ દ્વા. કાટાવાળા.
સાહિત્ય (માસીક)
જાન્યુઆરી ૧૯૨૨.

૭૮૬

# રતનબાઈનાં

## કલામ.

સાખી.

ધન કાયમદીન બડે હો ઓલીયા, નામ લીયે દુખ જાય,
મહેર કરો દાસી ઉપર, બાવા સંકટ સબ મીટ જાય ૧
કાયમદીન કાયમ સદા, રખીયો મુજકુ પાસ,
રહેમ નજરસે દેખીયો, બાવા લીજો મેરી અરદાસ ૨
કાયમદીન મે દુખીયારી જનમકી, હીણુ હમારે ભાગ;
પીર મીલે પરમાત્મા, બાવા ખોલે હમારે ભાગ ૩
વારી જાઉં નામ પર, હો બડે કાયમદીન પીર,
રખીયો મુજકુ ચરનમે, બાવા દીજો મુજકુ ધીર ૪

કાયમદીન જપના મે જપુ, ઔર લેઉ નીસદીન નામ,
રંક રતન પર દયા કરો, કે બાવા પહોચે વોહ સતધામ. ૫

—o—

## કલામ.

### રાગ રેખતા

(ગરબે સતગુરૂ સગ રમીએ—એ રાગ)

કાયમદીન પીર એકલબારે, ગરીબોની એતો ચડે વારે
કાયમદીન પીર

કોલ તો ત્યા ઠાકોરને દીધો, એકલબારાનો મારગ લીધો,
મુકામ મહી નદી તીરે કીધો, કાયમદીન પીર એકલબારે ૧

ભક્તી દેશોદેશ પ્રગટ કીધી, ન્યામતો ઘેરેઘેર કરી દીધી,
બધાએ તે હરખ કરીને લીધી, કાયમદીન પીર એકલબારે ૨

મુરીદોને ન્યાલ કર્યા પીરે, વીંધ્યા છે પ્રેમ તણા તીરે,
કર્યા શુધ્ધ ભક્તિને નીરે, કાયમદીન પીર એકલબારે ૩

પ્રસાદી દીધી ભક્તોને એવી, કહેવાય નહી છે જોયા જેવી,
આવો હેતે હોય જો તે લેવી, કાયમદીન પીર એકલબારે. ૪

પડછા તો બહુ લોકોએ જોયા, વિકાર સઉ મન તણા ખોયા,
ગયા નહી તે બેસી રોયા, કાયમદીન પીર એકલબારે ૫

લાગ્યોરે ઘાવ અંતરમા કારી, લહેર આવે પ્રેમ તણી ભારી,
સદાએ રહેશે પણ જારી, કાયમદીન પીર એકલબારે. ૬

તજ્યા ઘરબાર ભજન કાજે, એવુ જ પણ ભકતોને છાજે,
પડો જઇ પીર ચરણે આજે, કાયમદીન પીર એકલબારે. ૭
છે પીર મુરશદ મોટા ભારી, હુ તો એ નામ ઉપર વારી
**રતન**બાઇને લીધી તારી, કાયમદીન પીર એકલબારે ૮

---

## કલામ

(મે તો જોયુ છે અનહદ નુરશુ કરૂ હદનેરે, મેતો જોયુ એ રાગ)
હુ તો મોઈ જોઇ રૂપરેખ, વિસારૂ ના નામને,
હુ તો મોઇ—ટેક
અલખ પુરૂષ એક દીઠામા આવ્યો, રૂપ રૂપનો ભડાર,
જોતા ઢળી પડી હુ તો એને, શુધ્ધી રહી ન લગાર,
વિસારૂ ના નામને ૧
નેણુ કટારી લાગી છે કારી, ઉતરી પડી આરપાર,
એને જોયા વિના જીવડો તલસે, એ છે પ્રાણુ આધાર,
વિસારૂ ના નામને ૨
ઘર ધધામા જીવ નહી લાગે, કોને કહુ એ વાત,
ઘેલી થઇ હુ એનીરે પાછળ, ચેન નહી દિન રાત,
વિસારૂ ના નામને ૩
ઉત્તર દેશથી રમતો રમતો, આવ્યો પુરૂષ નિરધાર,
નામ પુછ્યુ કાયમદીન છે એ, જ્ઞાનતણો ભડાર,
વિસારૂ ના નામને. ૪

ચોટ લાગી મુજને અંતરમાં, પકડયો મે એનો હાથ,
પીર કાયમદીન મુજને મળીઆ, સતનો થયો સંગાથ,
વિસારૂં ના નામને ૫
શબ્દ બતાવ્યો સોહમ[1] તણોને, ઓહમનો[2] ઉઘડયો દ્વાર,
બાઇ રતનને મુરશદ મળીઆ, નજરે દીઠો કીરતાર,
વિસારૂં ના નામને ૬

---

## કલામ.

(કયારે મળશે મારો કહાનરે-જોશીડા જોશ જુવોને-એ રાગ)
આવીને પકડયો છે હાથરે, કાયમદીન પીર હમારા,
આવીને પકડયો છે હાથ—એ ટેક
દુખી હતી હું તો ઘર ધંધામાં, મુરશદે લીધી સંગાથરે,
કાયમદીન પીર હમારા ૧
ધુણી ધીકાવી દીધી પ્રેમ અગ્નીથી, લજ્જા રાખે દીનાનાથરે,
કાયમદીન પીર હમારા ૨
લોકો તો મેણા મુજને મારે ઘણેરા, લડવા આવે ભરી બાથરે
કાયમદીન પીર હમારા ૩

---

૧ સોહમ—તે હું છું શ્વાસોશ્વાસ વખતે સ્વભાવિક રીતે ઉચ્ચાર થાય છે તે સોહ
૨ ઓહમ—ઓમ (અ+ઉ+મ) અને અનુનાસિક રણકો તે, અર્ધ માત્રા તે નગ્ત છે

મુરશદ નામની માળારે લીધી, છોડુ કદી નહીં સાથરે,
કાયમદીન પીર હમારા ૪
બાઇ રતનને મુરશદ મળીઆ, એજ હમારા છે નાથરે,
કાયમદીન પીર હમારા ૫

---

## કલામ.

(ક્યારે મળશે મારો કહાનરે—જોશીડા જોશ જુવોને—એ રાગ)

ચેતન કીધી છે આજરે, પીરે મારે આવીને મુજને,
ચેતન કીધી છે આજ—ટેક
હુ રે પડી હતી ઘોર ની દ્રામા, હૈડે ધરી મુજ લાજરે,
પીરે મારે આવીને મુજને ૧
મહેર કરીને પીર પોતે પધાર્યા, સુધાર્યાં સરવે કાજરે,
પીરે મારે આવીને મુજને ૨
બાય પકડીને મને ખેચી કહાડી, પ્રગટ થયા શિરતાજરે,
પીરે મારે આવીને મુજને ૩
કુડી આ દુનિયા જુદુ જુવે છે, મને તો મળીયુ છે રાજરે,
પીરે મારે આવીને મુજને. ૪
રતન પદારથ રતને જોયુ, કાયમદીન મહારાજરે,
પીરે મારે આવીને મુજને ૫

---

## કલામ.

કાયમદીન પીર તમો પર વારી, એવા નામને હુ બલીહારી
કાયમદીન

દયા કરી દાન દાસીને દીધુ, અમરત મારા કરમે હતુ તે પીધુ
જેવુ આપ્યુ તેવુ મે લીધુ કાયમદીન પીર તમો પર વારી ૧

પીતા પ્યાલો હુ તો થઇ મસ્તાની, પ્રગટ થઇ વાતો બધી
મને છાની,

મને લોક કહે છે દીવાની, કાયમદીન પીર તમો પર વારી ૨

નિર્મળ થયુ મનડુ હવે આ મારૂં, જતુ રહ્યુ અ તરથી મારૂ તારૂ
ધણી નામ લાગે એક પ્યારૂ, કાયમદીન પીર તમો પર વારી ૩

શબ્દ મારા મુરશદે સાચો બતાવ્યો, બધા થકી એતો મને
બહુ ભાવ્યો,

ખરો એજ મારે કામ આવ્યો, કાયમદીન પીર તમો પર વારી ૪

મગન હુ તો મનમા થઇને બેઠી, ગિનાનની* કોટડીમા જઇ પેઠી
હવે કોણ કાઢે મને હેઠી, કાયમદીન પીર તમો પર વારી ૫
મારગ મે તો ઘેર બેઠા સહી કીધા, દીદાર મન માનતા
મુજને દીધા,

રતનબાઇએ લાવા લીધા, કાયમદીન પીર તમો પર વારી ૬

---

* ગ્નાન

## કલામ.

રાગ કાફી

(નથી રહેવાની ઘડી કુડી કાયા, નથીરે રહેવાની ઘડી–એ રાગ)

મળ્યારે કાયમદીન પીર, ભાયગ જેને મળ્યારે કાયમદીન પીર–ટેક

કડી કસબેથી પીર પધાર્યાને, મુરીદોને દીધીરે ધીર, ભાયગ જેને ૧

આખુ પરગણુ ઝુકવાને લાગ્યુ, કોણુ ગરીબને અમીર, ભાયગ જેને ૨

એક નજરથી રંગીરે નાખ્યા, દેખાડયુ નૂરી* શરીર, ભાયગ જેને ૩

ધન ભાયગ એવા મુરશદ મળીઆ, પીવાડયા અમરત નીર, ભાયગ જેને ૪

ધુમ મચી રહી એકલબારે મહીસાગરને તીર, ભાયગ જેને ૫

બાઇ રતનના ભાયગ ઉઘડયા, ઓઢાડયા અમ્મર ચીર, ભાયગ જેને ૬

## કલામ.

(મારે માથે મોહન ગાજે છે, બીજાની સાથે નહી બોલુ–એરાગ)

મારા પીર છે માથે કાયમદીન, બીજાની પરવા નહી રા[illegible]

* નુરી=બ્રહમનુ.

ભકતી ભજન પર ભાવ ધરીને, ગ્યાનની માળા ગળે નાખુ,
બીજાની ૧
પહોચી ગઇ પ્રીતમજીની પાસે, બેઠી બેઠી હરીરસ ચાખુ,
બીજાની ૨
મુખડુ જોયુ મે મન મોહનનુ, શોભા શુ એની ભાખુ,
બીજાની ૩
સુરજ ઉગ્યો પુર પ્રકારો, તારાનુ તેજ પડયુ ઝાખુ બીજાની ૪
અવિચળ પદવી રતન પામી, રાજ મળ્યુ એને આખુ
બીજાની ૫

---

## કલામ ગરબી.

(મારા સમ મોહન મળજો—એ રાગ)

કાયમદીન કરૂણા કરજો, દુ ખીયાના દુ ખડા હરજોરે
કાયમદીન—ટેક
તન મન ધન સૌ અર્પણ કીધા, સ કટ સૌ પરહરજોરે
કાયમદીન ૧
બેઠા અમે તો આપ આધારે, ગરીબોને ના વીસરજોરે,
કાયમદીન ૨
મહેર કરીને મુરશદ હૈયે, દાઝ અમારી ધરજોરે, કાયમદીન ૩
બાઇ રતન કહે પીર હમારા, અબળાની વા'રે ચડજોરે,
કાયમદીન ૪

---

## કલામ.

(મારા સમ મોહન મળજો — એ રાગ)

પીર આવો મ દીર મારા, કેમ રાખો અમને ન્યારારે, પીર–ટેક
આપ વિના અમે ઓ અલબેલા, સહીયે દુ ખના ભારારે, પીર ૧
તમથી અધિક નથી કોઇ અમારે, છો આખોના તારારે, પીર ૨
વાટ અમે તો જોતા ઉભા, પૂરો કોડ અમારારે, પીર ૩
દાસી રતન તો અરજ કરે છે, કાયમદીન બાવા પ્યારારે, પીર ૪

## ગરબી.

### રાગ ધોળ.

મને મળીઆ કાયમદીન પીર, ભાયગ મારૂ ઉઘડયું
અબળા દાસીને દીધી ધીર, ભાયગ મારૂ ઉઘડયુ—ટેક
હુ તો ડુબી હતી જ જાલમા, હાથ પકડીને કહાડી બહાર ભાયગ
જોયુ એક નજરથી મુજ ભણી, મનનો દુર થયો વિકાર, ભા ૧
મારૂં અ ંતર નિર્મળ થઇ ગયુ, જાગ્યો મનમા મારે વૈરાગ ભા
માયા છુટી ગઇ સ સારની, મારે કરવા શુ ભાગને લાગ ભા ૨
મોટા મેવાસી મનના વશ કર્યા, જેથી ઉઘડયા ઘટના કમાડ ભા.
મારો વેરી હવે કોઇ ના રહયો, ખરેખરી મટી ગઇ ધાડ ભા ૩
એક-મનથી હવે હુ ભજન કરૂ, લાગ્યો સાહેબ સાથે તાર ભા
મુરશદ મહેરથી આ સઘળુ થયુ, ર ક રતનનો શુ ભાર ભા ૪

## કલામ.

(કદળીરે વનમા તપીયોરે બેઠો ને તપીએરે તપસા સાધી, એ રાગ)

પીરે અમારે અમને જ્ઞાન બતાવ્યુ ને, કીધા બહુ મહેરબાની
અ તર પડદો દુર ખસેડયો જેથી, મટી જનમની હાની હોજીરે
પીર એવા મળ્યા છે અમને અ તર જ્ઞાની—ટેક
ઠરવાનુ કાઇ એકે ઠેકાણુ નહોતુ અમે અબળા જાત બઇરાની,
અ ધારામાથી પીરે બે ચીરે કહાડયા, સઉ પીડા ટળી મરવાની
હોજીરે, પીર ૧
ફોકટ આજ સુધી દીવસ વહી ગયા, જીદગી સરવે જવાની
ઉપદેશ પીરે અમને દીધોરે એવો જેથી વાતો ઉઘડી હુરદાની*
હોજીરે, પીર ૨
પડતા રખડતા ને બળતા બચાવ્યા વાહલે અરજી અમારીરે માની
મહેર કરીને અમને ઉગારી લીધા હવે, શી છે જરૂર ડરવાની
હોજીરે, પીર ૩
પ્રગટ થઇને ડુબતાને બચાવ્યા અને વાતો બતાવી છાની
આવાગમનનો ફેરો ટળ્યો ને હવે, બીક રહી અમને શાની
હોજીરે, પીર ૪
નિત ઉઠીને નિરાકારને જોવા હવે, નહી કરૂ પાછી પાની
બાઇ **રતન** કહે કાયમદીન પીરે, મારી ખરી રાખી છે બાની
હોજીરે, પીર ૫

---

* હરદાની—હૃદયની—છાતીની

## કલામ.

( સાચા સદગુરૂને શબ્દે હુ હેરીરે--એ રાગ)

પીર મુરશદ ઉપર જાઉ વારીરે બેડલુ પાર ઉતાર્યુ મારૂં જી
સેવા સફળ થઇ છે મારીરે, બેડલુ પાર ઉતાર્યુ મારૂ જી–ટેક

દુખ દરદનો કાઇ પારજ નહોતો, પડી હતી હુ બેહાલ
દયા જાણીને વારે ચડીઆ, મારી ખરેખરી લીધી સભાળરે
બેડલુ ૧

હુ પામર શુ ગણુતરીની કે લીધી મુજને પાસ,
રાખો મુજને ચરણમા, એવી રાખુ નીરતર આશરે, બેડલુ ૨

લોકો મનમા દાઝે ઘણા કે દીધા દાસીને માન
પીર ગરીબ પર પરસન થયા, મારા ટળી ગયા સઉ અભિમાનરે
બેડલુ ૩

મારે નસીબે પીર પ્રગટયા, ને કીધી મુજને બહુ ન્યાલ,
મોટા મોટા એમ રહી ગયા, ને મને આપી છે સતની ઢાલરે,
બેડલુ ૪

પીર કાયમદીન બાવા સાચા બેલી, છે એ તો દીન દયાળ,
રતનબાઇ ઉપર દયા કરીને, પીરે એની તોડી જ જાળરે,
બેડલુ ૫

## કલામ

( રાગ-પીરે કલમો મને તો પઢાયો )

હુ તો ચિશ્તી ઘરેણુ પામી, મારી મટી ગઇ સઉ ખામી-ટેક
ચિશ્તી ઘરેણાના ઓલીઆ એવા, ભરે મુરીદોની હામી, ૧
ચિશ્તી ઘ ણાના પરતાપે, બાજી સાહેબથી જામી, હુ તો ૨
એરે ઘરેણાની ન્યામત વિના, મહેનત સઘળી નકામી, હુ તો ૩
એજ ઘરેણાથી સુખ પામી, સાક્ષી અ તર જામી, હુ તો ૪
પીર કાયમદીને મહેર કરીને, પડતી રતનને થામી,* હુ તો ૫

---

## કલામ.

(મુખડાની માયા લાગીરે--એ રાગ)

બાણ મુજને લાગ્યા કારીરે, મુરશદ મારા
ચડી હવે તો ખુમારીરે, મુરશદ મારા—ટેક
નેણ જોઇ થઇ ઘેલી, ગઇ શુધ બુધ પહેલી,
વહેતી દુનિયાએ મેલીરે, મુરશદ મારા ૧
ભીતરમા ચોટ લાગી, ઉંઘથી ઝબકીને જાગી,
ભ્રાતી મનની ભાગીરે, મુરશદ મારા ૨
પ્રેમનો ઉછાળો ચાલે, જીવ બ્રહ્માંડે જઇ મહાલે,
નીકળી હુ એવી ચાલેરે, મુરશદ મારા ૩

---

* થામી—થોભાવી

શબ્દ મુરશદે આલ્યો, તે તો મે મજબુત ઝાલ્યો
તેથી તો કિરતાર ભાળ્યોરે, મુરશદ મારા ૪

દાસીએ દરશન કીધુ, પીર કાયમદીને દીધુ,
ચાલ્યુ મારૂ કામ સીધુરે, મુરશદ મારા ૫

**રતન**ને રતન જડીયુ, ઘેર બેઠા આવી મળીયુ,
નસીબ એનુ તો ઉઘડીયુ રે, મુરશદ મારા ૬

---

## કલામ.

(મારા દેખત મનડા મોયારે હો યાર–એ રાગ)

તારી નેણુ કટારી મને લાગેરે ઓ યાર, ઘાવ પડયો અ તરમા
તે તો સાલે મને બહુ વેદનાએ વાર વાર, ઘાવ પડયો
અ તરમા–ટેક

મુખડુ જોયુ મેં મનમોહનનુ, ત્યારથી લેહ મને લાગીરે
ઓ યાર, ઘાવ ૧

ઘેલી થઇને હુ રે ફરૂ છુ, મનડુ મારૂ તો વેરાગીરે
ઓ યાર, ઘાવ ૨

એના વિના ચેન પડે ન મુજને, ઉઠુ હુ ઝબકીને જાગીરે ઓ
યાર, ઘાવ ૩

નેહ લગાડયો જોતાની સાથે, કોણ એવો તો સોહાગીરે ઓ
યાર, ઘાવ ૪

બાઇ રતનને ધ્યાન જો લાગ્યુ, ભીડ કાયમદીને ભાગીરે ઓ
યાર, ઘાવ ૫

## કલામ

(કર દેખો કોઇ સેવા, નબીજીકી કર દેખો કોઇ સેવા—એ રાગ)

પીરે કલ્મો મને તો પડાયો, ઉંડો અર્થ તેનો સમજાયો
ખરો દીનનો રસ્તો બતાયો, મારા મનમા ખુબ સમાયો—ટેક
પહેલો કલ્મો[1] અલ્લાહ એક છે, મોહમદ બરહક[2] કહાયો, પીરે
બીજો કલ્મો છે શાહાદતનો[3], અલ્લાહનો ગુણ ગાયો, પીરે
તીજો કલ્મો તમજીદનો[4] છે, ભેદ મને તો બતાયો, પીરે
ચોથો કલ્મો તોહીદ[5] બોલે, એક અલ્લાહ પરખાયો, પીરે
પાચમો કલ્મો પાક કરે છે, દુર કુફર[6] તો ખીસાયો, પીરે
આમન[7] તો હુ હુબ્બે પઢી ગઇ, રસ્તો ખરોરે સીખાયો, પીરે
એ કલમાની ખુબી છે ન્યારી, દીનનો એ છે પાયો, પીરે
પટો કહેવાયો જન્નતનો[8] એ, મારે હાથે છે આયો, પીરે
પીર કાયમદીન મુજને મળીયા, પ્રેમ રતનનો જગાયો, પીરે

---

૧ કલ્મો—કલેમા મુસલમાન થવા માટે પ્રથમના મહાવાકયો
૨ બરહક—બરાબર ૩ શાહદત—સાક્ષી આપવી ૪ તમજીદ—પવિત્રતા
૫ તોહીદ—એકજ ઇશ્વર ૬ કુફર જે ઉપરથી કાફર શબ્દ થયો છે
અનેક ઇશ્વર માનનારા ૭ આમનતો—ઇમાન ૮ જીન્નત—સ્વર્ગ

## ગરબી.

(સદા ફકીરી કયા દીલગીરી સદા મગનમે રહેનારે—એ રાગ)

સાભળો બેની તમે ભાવ ધરીને, પીર મુરશદને સેવોરે
સેવા થકી તમે પાર ઉતરશો, મળશે જ્ઞાનનો મેવોર ટેક
પીરના ચરણે હાજર રહીને, બોધ હમેશા લેવોરે સાભળો ૧
પીર વચનને સેવી જુઓ, લાભ મળે છે કેવોરે સાભળો ૨
આગ્રણે આપણુ સાચવી રાખી, દોષ ન કોઇને દેવોરે સાભળો ૩
કહેલુ માની સમજી લેજો, આનદ જોવા જેવોરે સાભળો ૪
બાઇ **રતન** કહે પીરને સેવો, મારગ મળશે એવોરે સાભળો ૫

---

## ગરબી

(રધુપતિ રામ રૂદેમા રહેજોરે એ રાગ)

આવો બેની પીરના ગુણ ગાઓરે, ગુણ ગાઇને પાવન થાઓ—ટેક
થાઓ તૈયાર બેની ચેતીરે, દુનીઆ બે દહાડાની ખેતીરે,
નહી તો આખર થાશે ફજેતી, આવો બેની પીરના ગુણ ગાવોરે.
કોઈ સદા રહ્યુ ના રહેશેરે, સુવા પછી કહો કોણ કહેશેરે
કોણ ભાર તમારા વહેશે, આવો બેની પીરના ગુણ ગાવોરે.
ભવસાગર આપણે તરવુ રે, પીરના નાવથી પાર ઉતરવુ રે,
સદા ધ્યાન મુરશદનુ ધરવુ, આવો બેની પીરના ગુણ ગાવોરે.
પીર મહેરથી પાર ઉતારેરે, સરવે આફતોથી ઉગારેરે,
આપી જ્ઞાન આપણુને તારે, આવો બેની પીરના ગુણ ગાવોરે.

પીર સમરથ આપણે માથેરે, તે તો હમેશા રાખે સાથેરે
આપે પ્રસાદી હાથો હાથે, આવો બેની પીરના ગુણ ગાવોરે.
પીર કાયમદીન થયા બેલીરે, રતનબાઇને કીધી ચેલીરે,
એને કરવા શુ માલ હવેલી, આવો બેની પીરના ગુણ ગાવોરે

## રાગ ધોળ

ધરી ભાવ અરે નરનાર, સેવો કિરતારને
થાય માથેથી ઓછો ભાર, સેવો કિરતારને–ટેક

મનનો મેલ તમે સઉ કહાડજો, નહી તો ફોગટ ફેરો થાય સેવો
આપો*તલભાર પણ ન રાખજો, એતો સારૂ નહી કહેવાય સે ૧
કોઇનો જીવ તમે ન દુ ખાવજો, તમે ગણજો બધાને સમાન સેવો
કોઇથી કપટ તમે ન રાખજો, થશો નર્કના આગેવાન સે ૨
લોભ લાલચથી રહેજો વેગળા, કોઇથી રાખો જરા નહીં વેર સે
કોઇનુ ખાવાની આશ ન રાખજો, ભલુ આપણુ સૌથી ઘેર સે ૩
સેવા કરજો તમે સ ભાળથી, ખરૂ એજ તમારૂ કામ સેવો
રતનબાઇનુ કહેવુ માનજો, એથી પહોચશો વૈકુ ઠ ધામ સે ૪

---

## ભજન.

(કર મન ભજનનો વેપાર–એ રાગ)

ભજ મન ભાવથી કિરતાર, કરી લે સફળ આ સ સાર,
પેલે પાર જવુ નિરધાર છે–ટેક

---

* આપો—ઉપદ

મારૂં મારૂં કરી રહયો તુ, એમા તે શુ સાર છે
રાખમા તુ રોળાઇ જાશે, કરી લે કાઇ આધાર ભજ મન ૧
ભુલ્યો ભટકયો ભવ બધો આ, કર્યો ન કાઇ વિચારજી,
જીવતર તારૂ વહી ગયુ પણ ગુણ ન ગાય લગાર. ભજ મન ૨
મોટાઇમા પુલાઇ રહયો ને, લોભમા ચો ધારજી,
કુળની મર્યાદા છોડી, ચાલ્યો ધમધોકાર, ભજે મન ૩
સાહેબનુ સમરણ કરી લે, છે બડો કિરતારજી,
રતનબાઇનુ માન કહેવુ, સેવ સુરીજન હાર, ભજ મન ૪

---

## ભજન.

સાહેબ સમર્યા વિના કયા જઇ ઠરસો ભાઇ, ફોકટ જીદગી
આ જાય છે રે ભાઇઓ જાય છે
હડકવુ લાગ્યુ તને ખાલી જગતનુ, તેમા તુ તો સપડાય છે
જો તો નથી તુ તો પાછુ ફરીને, ગોટાળા તારા શુ થાય છે,
રે ભાઇઓ થાય છે ૧
મારવા બેઠો તુ તો હક બધાના, ચોપડા એવા તો લખાય છે,
પુટીરે કોડી તારે કામ ન આવે, હરામનુ તુ ખાય છે,
રે ભાઇઓ ખાય છે ૨
સગાને વાહલા નથી કોઇએ રાજી, તારાથી સરવે પીડાય છે,
કસાઇ જેવો તુ તો થઇનેરે બેઠો, તારા નામની લ્હાય છે,
રે ભાઇઓ લ્હાય છે. ૩

પાળી ખીલાડીઓ ઉંદર મરાવે, આથી તુ મનમા પુલાય છે,
આવુ તુ કામ કરી મુછો ચડાવે, ગરીબ પાછળ ધાય છે
રે ભાઇઓ ધાય છે ૪
આપો તારો તો જોર કરે છે, જાણે પોતે જગરાય છે,
અંત વેળાએ તને જમરા આવી, ઝેરનો પ્યાલો પાય છે;
રે ભાઇઓ પાય છે, ૫
કોઇ રહ્યુ નથી સદા જગતમા, આવ્યુ તે સઉ જાય છે;
કોણ રહ્યુ છે અહી ઘર કરીને, રોજ નવા વા વાય છે,
રે ભાઇઓ વાય છે ૬
પાપનો ખાડો તારો જયારે ભરાણો, તેમા તુ તો હોમાય છે
હાડ ને ચામ તારા ધ્રુજવા લાગે, મ્હોડે તારે હાય હાય છે
રે ભાઇઓ હાય છે ૭
રોજ તુ જુવે પણ જરીએ ન ચેતે, હાથે હાથે ઠગાય છે,
બાઇ રતન કહે ચેતીરે લેજો ભાઇ, મારે તો પીરની સહાય છે
રે ભાઇઓ સહાય છે ૮

## કલામ.

અરે નરનાર ભજો કિરતાર, સુરીજન હાર સાચો છે,
મનુષ્ય અવતારનો આધાર, અરે ઓ યાર કાચો છે—ટેક
અભીમાની તુ થા જ્ઞાની, આ નાદાની કહ્યુ માની
છોડી દે યાર થા હુશીયાર, ગરૂરીને તમાચો છે, અરે નરનાર ૧

ઓ મન મોજી સમો સમજી, જુઠી બાજી ન થા રાજી
સમજ મન સાર છોડી દે ખાર, અગાડી મોત માચો છે, અરે ૨
માયા છોડ છે, એ ખોડ, શંકા તોડ સુરતા× જોડ
તુ કર આધાર પેલે પાર, ત્યારે નિરાધાર રાચ્ચો છે અરે ૩
ગુરૂ કર શીર, ભાગે ભીડ, મટી જાય પીડ આવે ધીર,
રતનબાઇ સાર કહે આ વાર, ગુરૂ સરદાર સાચો છે અરે ૪

---

## કલામ.

(અજન એસો આજીયેરે—એ રાગ)

હરી રસની છે વાત ન્યારી, જે ચાખે છે તે જાણેરે ટેક
જ્ઞાન વિનાના ફાફા મારે, માથુ કુટે પાણેરે, હરી રસની છે ૧
ચાખે એ રસ જે કોઇ એ તો, આનંદની મોજ માણેરે,
હરી રસની છે ૨
જેની પાસે પુંજી હરીની, તે તો ભરપુર નાણેરે, હરી રસની છે ૩
જેણે એ રસ પીધો પ્રીતે, તે પડીઓ છે ઠેકાણેરે, હરી રસની છે ૪
બાળકનો એ ખેલ ન જાણો જીવ આવે છે પ્રાણેરે હરી રસની છે ૫
બાઇ રતને હરી રસ પીધો, ડગલે ડગલે વખાણેરે હરી રસની છે ૬

---

× સુરતા—ધ્યાન

## ગરબી.

### રાગ પ્રભાત.

પીર પધારો મહેર કરીને, જોઉં તમારી વાટરે,
અરજ અમારી સુણજો વહાલા, જીવ ઘણો ઉચાટરે—ટેક
કીધી તૈયારી સઘળી મે તો, ખોટ છે એક તમારીરે
દરશન દોને મુરશદ મારા, મનમા છે આશ ભારીરે પીર
જપના જપુ છુ પીર તમારી, નામનો મુજને આધારરે,
દાસી, ઉભી અરજ કરે છે, દો મુજને દીદારરે, પીર
આવી વેળાએ આવો વાહલા, રહેતી નથી હવે ધીરરે,
નુર જહુરની આ છે વેળા, છાટો નુરનુ નીરરે. પીર.
કાયમદીન પીર સમરથ મારા, દરશન હમને દેજોરે,
બાઇ રતનને ભીડ પડી છે, ખબર ર કની લેજોરે, પીર

---

## ગરબી.

### રાગ પ્રભાત.

માળા જપુ છુ નાથ તમારી, આવોને મદીર મારેરે,
દયા કરીને વહેલા પધારો, આનદ ઉરમા ભારેરે-ટેક
સેજ સમારી વાટડી જોતી, વહેલા આવો ગીરધારીરે,
દરશન દોને મુજને વાલા, જાઉં તમો પર વારીરે, માળા

---

દીદાર—રૂપ નૂર—તેજ જહુર—પ્રખ્યાત થવુ, નૂર જહુર—સુર્ય ઉગતા પહેલાનો વખત, પ્રભાત

બાળી ઝાડીને ઘર કીધુ ચોખુ, પાચ પચીસ*ને કહાડીરે,
આવો મારા શ્યામ સલુણા, વાટ જોઉ છુ દાડીરે, માળા
સુખડનુ મે ધુપ છે કીધુ, અગરબત્તીઓ બાળુ રે,
પુલની ઢગલીઓ છે કીધી, આસન શોભાવાળુ રે, માળા
તાલ પખાવજ મરદગ વાજે, શરણાઇનો વળી શોરરે,
અનહદ+ વાજા વાજે ઘણેરા, થાય ઘણો ઘમઘોરરે, માળા
શામળીયાજી મહેર કરીને, દાસીને ઘેર પધારોરે,
પીર પરતાપે એ અલબેલા, બાઇ રતનને તારોરે, માળા

---

## ગરબી.

(આવોને નદલાલ રમવા આવોનેરે—એ રાગ)

આવો સલુણા શામ, મદીર આવો મારે,
પડીયુ તમારૂ કામ, મદીર આવો મારે—ટેક

તલપી રહી હુ દરશન કાજે, આવીને ભેટો શામળા આજે,
એવુ ન તમને છાજે, મદીર આવો મારે ૧
અરજ અમારી સુણજો વાલા, દાસી ઉભી કરે કાલાવાલા,
કાળજે વાગે ભાલા, મદીર આવો મારે ૨

---

* પાચ–વિષય–શ્રવણ, સ્પર્શ, રૂપ, રસ, ગધ પચીસ–તત્વો ૫ જ્ઞાનેદ્રિય ૫ કર્મેન્દ્રિ, ૫ પ્રાણ, પાંચ મહાભૂત, ચાર અતઃકરણ ને જીવ એ રીતે પચીસ

× અનહદ—ગેબી નાદ–અવાજ.

મોહ લગાડી ઘેલીરે કીધી, શુદ્ધબુદ્ધ સઘળી છીનવી લીધી,
છાની કટારી દીધી, મ દીર આવો મારે ૩
કામણ કીધુ કામણગારે, મોહના બાણ તો તાકીને મારે,
વેદના થાએ ભારે, મ દીર આવો મારે ૪
શામળીયાજી મહેર કરીને, અરજી રતનની ઉર ધરીને,
આવો હેતે ફરીને, મ દીર આવો મારે ૫

---

## ગરબી.

(કહીઓ જસોદાસે જાયરે કનૈયા ગાલી કાયકો દીની–એ રાગ)

મહેર કરીને દાસી ઉપર, મુરશદ મારા ઘેર પધારો–ટેક
ઘેર પધારો ને દુ ખ નિવારો, સફળ થાએ જન્મારોરે, મુરશદ ૧
પાયેરે પડીએને આવી વીનવીએ અરજ અમારી સ્વીકારોરે,
મુરશદ ૨
દયા કરીને પીરે અમનેરે તાર્યા, ભાર કહો શુ અમારોરે, મુ ૩
કાયમદીન પીર બેલી થયા છે, અવસર મળીયો છે સારોરે, મુ ૪
બાઇ રતન કહે પીર અમારા, અમને કદી ન વિસારોરે, મુ ૫

---

## ગરબી.

(મારા સમ મોહન મળજો–એ રાગ)

પીર મ દિર મારે આવ્યા, મે તો ફુલડીયે વધાવ્યારે પીર
ચોકમા મોટો માડવ પાડયો, ગાલીચા પથરાવ્યારે પીર ૧

ચોક પુરાવ્યા વિધવિધ રંગે, દીવડાંઆ મુકાવ્યારે પીર ૨
તાલ પખાવજ મરદંગ સાથે, સંતોને તેડાવ્યારે પીર ૩
પ્રેમે પધાર્યા પીર અમારા, દાસીને મન ભાવ્યારે પીર ૪
ભાતભાતના ભોજન કીધા, થાળ નવિન પીરસાવ્યારે પીર ૫
બાઇ રતનને અવસર રૂડો, મનમોહન પધરાવ્યારે પીર ૭

---

## ગરબી.

[આવો આવોરે મોહનલાલ, માખણ ખાવાને–એ રાગ]

સુણી અરજ પધારો ને ઘેર, મુરશદ મારારે
કરો દાસીની ઉપર મહેર, મુરશદ મારારે—ટેક

અબળા જાત અમો કહી ન શકીએ, શું છે અમારો ભારરે
મુંગારે થઇને અમે બેસી રે રહીએ પીર, પોતે ઉતારો પાર મુ ૧
વારે વારે વાહલા વિનવીએ શું, આપીએ કેટલો ત્રાસરે
દાસીપણું અમે લઇને રે બેઠા હવે, એક તમારી આસ મુ ૨
લેહ લાગી છે મુજને તમારી, ઓ મારા શીરતાજરે
વહેતારે પુરમાં હવે હું તો પડીછું પીર, અબળાની રાખો લાજ મુરશદ ૩
આશા છે મુજને પીર કાયમદીન, કરશે બેડું પારરે,
દાસી રતન ઉભી અરજ કરે છે પીર, અબળાના ઓધાર+ મુ ૪

---

+ ઓધાર–ઉધ્ધાર કે આધાર

# કલામ.

રાગ બીલાવલ

[હમણા તેડીને માહેબા શુ કરા—એ રાગ]

પીર મળ્યા છે પારસમણી, મારી પીડાઓ જાણી
મેલ અતરનુ કહાડીયુ મારા વાલારે, ખરી જાત
ઓલખાણી પીર—ટેક

દીન દયાળ છે। ર કના, દાઝ દીલમા છો ધરતા, અને હાહારે દાઝ
દિલમા છો ધરતા
મુજ ગરીબનો શુ આશરો, મારા વાલારે, મીઠી નજર છો
કરતા પીર ૧

હુ દુખીયારી દુખમા, જીદગીથી પડેલી, અને હાહારે
જીદગીથી પડેલી
પીરે બચાવી મહેરથી, મારા વાલારે આપી પ્રેમની સેલી+ પી ૨

રસ્તે ચડાવી છે મુજને, ખરો ભેદ બતાવ્યો, અને હાહારે
ખરો ભેદ બતાવ્યો
બલહારી પીર નામને, મારા વાલારે પરિબ્રહ્મ
ઓળખાવ્યો પીર ૩

બેઠી મગન થઇ મનમા કારજ મારૂ રે સરીયુ, અને
હાહારે કારજ મારૂ રે સરીયુ

---

+ સેલી—દોરી

છોડુ નહી એ નામને, મારા વાલારે, વાસણ પુરૂ રે ભરીયુ
પીર ૪
ચિશ્તી ઘરેણુ છે ચડતુ, બીજુ કરવુ શુ મારે, અને હાહારે
બીજુ કરવુ શુ મારે
હુ વળગી રહી એહને, મારા વાલારે, પીર પાર ઉતારે પીર ૫
પીર કાયમદીન પરગટયા, હુ એ નામને વારી, અને હાહારે
હુ એ નામને વારી
બેડી તોડી જ જાલની, મારા વાલારે, રતનબાઇને તારી પીર ૬

## કલામ.

(ભરમ મારો ભાગ્યોરે સતગુરૂ સેવતારેજી—એ રાગ)

પ્યાલો મે તો પીધોરે કાયમદીન પીરનો રેજી, પીતા હુ તો થઇ
ગઇ ગુલતાન
લેહેર મને આવેરે અ તરથી ઉછળીરેજી ટળ્યા મારા દેહી તણા
અભીમાન પ્યાલો ૧
જાગીને મે જોયુ રે ભીતર સાહેબ બીરાજેજી, લોક ભુલ્યા ફરે છે
ભુલી ભાન
તપાસે નહી કાયારે કારજ કેમ એના સરેરેજી, ફરે એતો
અથડાઇ રાનો રાન. પ્યાલો ૨
વેદને પુરાણોરે નીત ઉથલાવતારેજી, પામે નહી એનો તો
કદી સાર

પુસ્તકો ભણીનેરે અભીમાન બહુ કરેરેજી, કહો કેમ ઉતરે એ
ભવ પાર પ્યાલો ૩

હી હુ સઉથી ચોખોરે પોતાને તો માનતોરેજી, નાઇએ એતો
રાખે છે સૌને દુર

જેતો નથી કાયારે ગ દકી એમા ભરીરેજી, મેલ માહી ભરીઓ
છે ભરપુર પ્યાલો ૪

મોલવીને* મુલ્લારે પોતાને મોટા ગણેરેજી, ચાલે નહી
શરીઅતની એ ચાલ,

ઇલમ× વેચીનેરે પેટ એતો ભરતારેજી, ખાઇ જાય મસીદનો
વળી માલ પ્યાલો ૫

ભગવા પહેરીનેરે લોકોને ભરમાવતારેજી, લાલચ ધગી દેશો
દેશ એ જાય

ગાજો ભાજ પીનેરે આખો રાતી રાખતારેજી, ફોગટના તીરથ
એતો નહાય પ્યાલો ૬

એથી તો સરે નહીરે કામ તારૂ મુરખારેજી, મનવો તારો
જયારેરે મરી જાય

સુખ દુ ખ સરખારે જયારે ભાસતારેજી, કહે રતન ત્યારે
કારજ થાય પ્યાલો ૭

---

* મોલવી-અરબી ભાષાનો વિદ્વાન, મુલ્લા-વિદ્વાન-શાસ્ત્ર

× ઇલ્મ—વિદ્યા જ્ઞાન

## કલામ.

(પડીતા બોલે મોહી મ્હેમાના—એ રાગ)

ફરો ભમતા તમે શુ ભાઈ, સાહેબ બેઠા પોતાની માહી-ટેક
મકકે જાએ ને મદીને જાએ, જાએ દુવારકા કાશીરે,
મનનુ તીરથ સરવેથી મોટુ , મટી જાએ ચોરાશી સાહેબ ૧
કુરાન પઢે ને ગીતા વાચે, ખોળે વેદ પુરાણોરે,
અતર ખોળ્યા વિના પાર ન આવે, ભાર નકામો તાણો,
સાહેબ ૨
બ્રાહ્મણ બેઠા કથાઓ કરે છે, બુમો પાડે પેટ સાટેરે,
આલીમ[1] તો વળી વાએજ કહે છે, પૈસા કમાવા માટે, સા ૩
ઇલમ પઢે ને જ્ઞાન કથેએ, રહેણી ઉપર નહી ચાલેરે,
મોહથી મોટી મોટી વાતો બોલે, ઉલટો મારગ ઝાલે, સા ૪
પકવાન જમે ને સવાદ વખાણે, પેટ ભરી ઉઘો કહાડેરે,
મન મરવાની વાત ન જાણે, લુટ કરે ધોળે દહાડે, સા ૫
અહકાર રાખે ઇલમ તણોએ, કુડ કપટમા પુરારે,
મોટાઇ માટે મરી પડે છે, લડવામા છે શુરા સા ૬
પીરની સેવા પ્રીતે પકડો, મનડુ ઠેકાણે આવેરે,
બાઇ રતનને મુરશદ મળીયા, દીદાર નજરે આવે, સા ૭

---

૧ આલીમ—વિદ્વાન ઇલમ જાણનાર ૨ વાએજ—ધર્મની શીખામણ કથા

## કલામ.

[સાધુ તુ સમરણ શીદ કરે—એ રાગ]

મુરખ અથડાઇને શુ મરે જોને પોતાની માયજી–ટેક
તીરથ વરત સઉ કરી રહયોરે, નાહયો નદીઓ અપાર,
ધામ ફરી ફરી થાકીઓ, થયો ઓછો ન ભાર–મુરખ ૧
તીલક છાપો તે બહુ કીધારે, ચોળી શરીરે તે રાખ,
રગ ચડયો નહી તુજને, ખોઇ બેઠો તુ શાખ–મુરખ ૨
પોથી વાચીને થાકી ગયોરે, આવ્યુ તુજને ન જ્ઞાન,
ભેદ તુ તો સમજયો નહિ, મનમા છે અભિમાન–મુરખ ૩
કુરાન કિતાબ ખોળી વળ્યોરે, પામ્યો તેનો ન પાર,
મન તારૂ તો ડોલાતુ રહ્યુ, કેમ મળે કિરતાર–મુરખ ૪
હિદુ પોતાને મોટો ગણેરે, મોટા પાડેરે નામ,
ધોળે દહાડે ધાડ પાડીને, કરે હલકારે કામ–મુરખ ૫
મુસલમાનો મલકા કરેરે, ખુદા તેમની સાથ,
હોય ખુદી[૧] ત્યા ખુદા નથી, ખાલી ભરે છે બાથ–મુરખ ૬
બાહાર ખોળે શુ થવાનુ છે રે, મનનો મેલ તુ કહાડ,
પીર મળ્યા રતનબાઇને, ખોલ્યા ઘટના કમાડ–મુરખ ૭

---

૧ ખુદી—અહકાર

## કલામ.

(તમે રહો આ ઘરનીરે મય, મારા વ.ણારે નહી જવા
દઉ બારણે–એ રાગ)

મારા ઘટના ઉઘડીઆ દ્વાર, મેં તો કીધારે અડસઠ
તીરથ આગણે–ટેક

લોકો દોડા દોડી કાશી જાએ, રીઝાવે દેવળના દેવ,
અ તર ઘટમા અલેખ* બીરાજે, એની કરી જાણે નહી સેવ,
મે તો કીધારે ૧

તપને વ્રતને હુ નહી જાણુ વેદ ન સમજુ લગાર,
ગુરૂએ મારે માર્ગ બતાવ્યો તેથી, ઉતરી ગઇ ભવ પાર,
મે તો કીધારે ૨

ઓહ મ સોહ મને જાપ અજાપો, પકડી એ તો મે ચાલ
નાભી કમળથી[१] એકદમ ઉપડી, પાર કરી બકનાલ[२]
મે તો કીધારે ૩

ધ્યાન ધરીને ખોલ્યુ અ તર, જોયો નુરનો[૩] ભ ડાર

---

* અલેખ—અલક્ષ્ય બ્રહ્મ

૧ નાભી કમલ—ડુ ટી પાસેનુ કમલના આકારનુ ચક્ર

૨ બ કનાલ–વ કનાળ–વાંકો માર્ગ સુષુમ્ણા કટીથી હૃદય તરફ થઇને પીઠ ભણી થઇને બ્રહ્મરંધ્રે જાય છે તે રસ્તો

૩ નુર–તેજ પ્રકાશ

જોશી પુરાણીના સપને નહી આવે, એવો મે તો જોયો
ફિરતાર મે તો કીધારે ૪
મગન થઇને બેઠી હુ મનમા, બીક રહીરે ન લગાર,
બાઇ રતનને પીર છે મોટા માથે, કાયમદીનનો આધાર,
મે તો કીધારે ૫

---

## કલામ.

(નાખેલી પ્રેમની દોરી, વાલીડે મારે, નાખેલી પ્રેમની દોરી) રાગ

આત્મા વશ કરી લીધો, ગુરૂ ગ્યાન થકી, આત્મા વશ કરીલીધો
પાચ પચીસને હાકીરે કાઢયા, ચેતનનો કિલ્લો મે તો કીધો
ગુરૂ ૧

અહંકાર અળગો કીધો ક્રોધને કાઢી નાખ્યો, ગમનો પિયાલો
મે તો પીધો, ગુરૂ ૨

આલિમ પંડિત બધા મોટાઇમા પડીયા ભાઇ, ભુલ્યા છે
માર્ગ સીધો, ગુરૂ ૩

ઇલમ પડે ને રહેણી ઉપર ન ચાલે ભાઇ, માલિકથી
જરીએ નહી બીધો, ગુરૂ ૪

કહે રતનબાઇ સાભળો ભાઇઓ તમે, શબ્દ મુરશદે એવો
દીધો, ગુરૂ. ૫

---

## કલામ.

(મુજે દેખત આવે હાસી, પાનીમે મીન પીયાસી—એ રાગ)

તમે કોણ છો કયાથી આવ્યા, શુ સાથે પોતાની લાવ્યા ટેક

શુ કામે આવ્યા ને શુ કરવાના, શા માટે રગ જમાવ્યા
શુ સાથે ૧

નર છે કે નારી જાત તમારી, કેવા છે ભેખ ધરાવ્યા, શુ
સાથે ૨

કયા તમે રહો છો ને કયારે રમો છો, કયા છે ડેરા લગાવ્યા,
શુ સાથે ૩

કયા સુધી રહેશો ને કયારે નીકળશો, કેવા વાસ વસાવ્યા,
શુ સાથે ૪

બાઇ રતન કહે પોઠો લાદીને, કયાના માલ ભરાવ્યા,
શુ સાથે ૫

સમાપ્ત.

૭૮૬

# અભરામબાવાની વાણી.

પીર કાયમદીન બાવાની સેવામા હમેશા બસો ભકતજનો રહેતા હતા તેમા ઇબરાહીમ ભગત (અભરામ બાવા) અગ્રસ્થાન ભોગવતા હતા તે ભરૂચ તાલુકાના પરીયેજ ગામના રહેવાશી હતા રતનબાઇની પેઠે તેઓ પણ અભણ હતા છતા પીર કાયમદીન બાવા સાહેબની પ્રસાદી વડેજ તેમને જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ, તેની ખાતરી તેમણે રચેલા ભજનોથી થશે તેમણે કેટલીક કવિતામા સ્રી રૂપે પ્રેમ ભક્તિ વર્ણવી છે તેમના તેમ બીજાઓના હિંદી-ઉરદુ ભજન છોડી દેવામા આવ્યા છે *

---

* તે આ ચોપડીને છેડે આપવામા આવ્યા છે

## ભજન ૧.

ધન ઉત્તર દેશ, કડી કસ્બાની મ્હાય, વસેરે પીર
કાયમદીન ટેક
હું તો ચિશ્તી ઘરાણાની ચેલી, મે લાજ શરમ સર્વે મેલી,
મને લોક કહે છે ઘહેલી, ધન ઓત્તર દેશ ૧
પીર દખણ દીશાથીરે આવીયા, કઇ વલીયોના* મારગ
લાવીયા,
પેલા અણુસમજુને સમજાવીયા, ધન ઓત્તર દેશ ૨
દખણ દેશમા પરદો લીધો છે, એકલબારે આવી ડંકો
દીધો છે,
પડછો દેખાડી ફડચો કીધો છે, ધન ઓત્તર દેશ ૩
મને ઇસ્ક ઇલાહી લાગ્યો છે, મારા મનનો ધોખો
ભાગ્યો છે,
પેલો અભરામ નીંદ્રાથી જાગ્યો છે, ધન ઓત્તર દેશ ૪

---

## ભજન ૨

નેહ મને લાગ્યોરે, નબીરે રસુલનો રેજી, પીયુજી પુરે
મનની આશ, સાધન કરવારે બાઇ મારે સુલટારેજી
જોયા મે તે મીઠા મહુમદ ..સ નેહ મને લાગ્યોરે, ટેક

---

* વલીઓ–વલીનુ બહુવચન.

આખડીઆને જોઇનેરે, ઇમાન આવશેરેજી,
ત્યારે ચીત ચળે નહી રે લગાર,
નિશ્ચય કરીનેરે, સૈયર માનજોરેજી,
ઉતરસે ભજન તણોરે વળી ભાર, નેહ મને લાગ્યોરે, ૧
મુલ્લાને કાજીરે મોટા મોટા મોલવીરેજી, પડીત જોશી
પામે નહી કોઇ પાર, ઇલમને આધારેરે, અહકાર બહુ
કરેરેજી, તેથી ન્યારો છે કીરતાર નેહ મને લાગ્યોરે, ૨
સૌ ઇલમનોરે ઇલિમ એક છેરેજી, બાઇ જેનુ અલેખ કહીયે
નામ, ભાવ કરીનેરે, જે કોઇ રૂદે ધરે રેજી,
બાઇ તેનુ સરીયુ સરવેં કામ, નેહ મને લાગ્યોરે ૩
અ જાણો થઇનેરે, આળસ શુ કરેરેજી, જીવતા જુઓનેરે કીરતાર
મુવા પછીનીરે, આશા મુકજો રેજી, કહ્યુ મારૂ માનીલો
નીરધાર નેહ મને લાગ્યો રે ૪
પીરને પ્રતાપેરે, બાઇ મારે પ્રગટ થયારેજી, મટયો મારો
કરમ તણો ક કાસ, અ તરને અજવાળેરે મન મલકા કરેરેજી,
તે જોઇ રીઝયો અભરામદાસ નેહ મને લાગ્યોરે ૫

---

## ભજન ૮

હવે ના વિસારૂ રે, નબીજીના નામનેરેજી,
કલમો પડતા ઉતરીએ ભવ પાર, બિસમીલ્લા બોલીરે,

બાઇ મારે ચાલવુ રેજી, મોટો મને તેનો છે આધાર
હવે ટેક
પરગટ જોયુ રે, બાઇ મે તો પારખુ રેજી, હેત વીના
પીયુજી વશ કેમ થાય ઓચીતાને આવેરે, બાઇ મારે
આાગણેરેજી, જોતા વળી પાછી પલ કેમ થાય, હવે ૧
ભેળા બેસીરે, ભોજન કીજીએરેજી, સુતા વળી સેજડીએ
સગાથ, દીન દીન દીવાળીરે, બાઇ અમે કીજીયેજી,
એ તો નથી કહ્યા સરખી વાત, હવે ૨
પુન્ય પરગટ થયુ રે, બાઇ પેલા ભવ તણુ રેજી, અગમા ઉલટ
નવ માય, સુરજ ઉગ્યોરે તે સાતો* કેમ રહેરેજી, કહોને
બાઇ ઢકાયો કેમ ઢકાય, હવે ૩
પુતલાને પુજેરે, સાહેબ નહી મલેરેજી, તેનો તો ન્યારો
છે વળી દેશ, પાણીમા નાખોરે, પથરા ડુબસેરેજી, તેને
પુજેથી તુ કેમ તરેશ હવે ૪
દુખ જો લાગેરે, દીલમા તો ખોજજોરેજી, મે તો તને ભીતર
બતાવી ભાળ, કાયમદીનનો સેવકરે અભરામ એમ ભણેરેજી,
હવે ન મલે તો દેજો અમને ગાળ હવે ૫

---

## ભજન ૪.

ભરમ મારો ભાગયોરે, હો સાચાગુરૂ સેવતારેજી, જોગીજ દા

---

* સાતો—છાનો સતાતો

નહી જાણે એ વાત, શીવબ્રહ્માનેરે સ્વપ્ને આવે નહીરેજી,
તે હીરલો લાગ્યો છે મારે હાથ ભરમ મારો. ટેક
રૂપવતીરે તેતો રડતી ફરેરેજી, ધણીએ દીધુ દાસીને વળી
માન ઉત્તમ કુળનીરે, તેતો અમથી રહી રેજી,
બાઇ તેના અતરમા અભીમાન ભરમ મારો ૧
અધો ન દેખેરે, માહી મસાલ બળેરેજી, ઉંધો વળી આઘુ
જોવા જાય, ભેદ ન જાણેરે, હીડે ભટકતોરેજી,
ગરભ વિના વાવ્યા કેમ વવાય ભરમ મારો ૨
માનવ મોટા થઇનેરે, સૌને સમજાવતારેજી, રાખે વળી
ઇલમનુ અભીમાન, તૃષ્ણા તનનીરે, બાઇ ટળતી નથીરેજી,
પાછુ પડશે વટોળીયાનુ પાન ભરમ મારો ૩
સાધન ને કઇયેરે, મેતો સાધ્યા નથીરેજી, નથી કીધો
જોગ અને વેરાગ, સેજ સમારૂ રે, સાહેબના નામનીરેજી,
પીયુજી મારો ઉતારે ભવપાર, ભરમ મારો ૪
કહીયે કોનેરે, કહેવાનુ કાઇ નથીરેજી, બાઇ એ તો
જોયા સરખો છે સાર, સતને બહુ છેરે, તે તો સાચુ
કીજીએરેજી, જોયુ મે તો અપરમ તેજ અપાર
ભરમ મારો ૫
સત સુહાગીરે, બાઇ મારે ઓઢણુ રેજી, ઓઢયો મે તો
અમર પીછોડો નિરધાર, અભરામ રીઝયોરે રૂપ એનુ
જોઇનેરેજી, હવે નહીં આવુ વારવાર, ભરમ મારો, ૬

## ભજન ૫

### રાગ બીલાવર

સાધુ સમરણુ શુ કરે, સમરણુ કેમ થાયજી,
જોને જોવા ઇચ્છા કરે, તે પોતાની મહાયજી,
સાધુ સમરણુ શુ કરે, અનભે ઉપજે ગિનાનજી ટેક

બોલે તે તો બીજો નહી રે, ધરીયે કેનુ રે ધ્યાન,
જેને ખોળ્યાની ખાતો ઘણી, તે છે પોતાની મહાય સાધુ-૧

મહાજલમા એક મીન વસેરે, તૈની તૃષ્ણા ન જાય,
કસ્તુરી છે કમળ માહી, મરઘ વનમા અફળાય સાધુ-૨

નવાણે નીર નીગમળરે, કીચડ ગ દુ થાય,
સરીતા સાગરમા જઇ મળેરે, જલમા જલરે સમાય સાધુ-૩

પકવાન કીધા એક ખાડનારે, તેના ન્યારા ન્યારા નામ,
ભાત જોઇને ભુલા પડયા, ખોળો અસલી ઠામ સાધુ-૪

જપતપ વરતથી વેગળોરે, તીરથ અડસઠ નહાય
કર્યા કરમ છુટે નહી, મનનો મેલ ના જાય સાધુ-૫

ભેખ લઇ ભગવા કરેરે, એતો ઉદરના ઉપાય
ભીતર ભેદ જાણે નહી, બાવો સીદ્ધ કહેવાય સાધુ-૬

ઇલમ પઢે ને આખે ના સુજેરે, ઘટમા ઘોર અધાર
આત્માને ઓલખ્યો નહી, જગમા જોશી કહેવાય. સાધુ-૭

કુવામાનો કાચબોરે, શુ જાણે સમુદરની વાત
હંસાને હેઠો ગણેરે, વખાણે પોતાની જાત સાધુ–૮
નટકળા નરભે કરોરે, રખે ચુકતા ચાલ,
સતની સુરતે સીધારજો, ઉતરશો ભવપાર સાધુ–૯
સાચા ગુરૂની સેવા કરોરે, પુરે મનની આસ,
જીવ શીવનો સામો મટે, વિનવે અભરામદાસ સાધુ–૧૦

---

## ગરબી ૬.

મારે પુર્વે જનમની પ્રીત, વહાલાને કેમ વિસારૂ ટેક
આખેથી અળગા થાઓ છો નથી ગમતુ લગાર,
તમને જોયાની ખત ઘણી, મારા પ્રાણ જીવણ આધાર,
વ્હાલાને ૧
સુતા બેઠા સાભરે, ગુણવત સાથે મારી ગોઠ,
ભીતરમા ભડકા બળે, એવી લાગી છે નયણાની ચોટ,
વ્હાલાને ૨
સુદર વદન નીહાળતા, હૈયે હરખ ન માય,
હેત થકી હવે નહી મેલુ, જીવ આકુળ વ્યાકુળ થાય,
વ્હાલાને ૩
સસારનું સુખ શુ કરૂ, હરી હેતે આવ્યો હાથ,
બેલડીએ વળગીને હુ ફરૂ, એવો હીરલો લાધ્યો છે હાથ,
વ્હાલાને ૪

હેતે મળવા હુ ગઇ, મને લાગ્યો રસીયાનો રગ,
પ્રીત કરે તેની પુઠ ના મેલે, એવો છે એનો ઢગ,
વ્હાલાને ૫
મુખડુ જોયાનો મહીમા ઘણો, વિસાર્યો કેમ વિસરાય,
હેત થકી મ્હારો હાથ સ્હાયો, પછી જેમ તાણુ એમ
તણાય, વ્હાલાને ૬
પુરણ પ્રેમે પ્રગટયા, પોતે થયા પ્રકાશ,
પીર કાયમદીન ચિશ્તી મળીયા, ગુણ ગાએ છે અભરામ
દાસ, વ્હાલાને ૭

---

## ગરબી ૭.

મને વાહાલો વિસભર નાથ, કહો કેમ વિસારૂ ટેક
સકલ્પ વિકલ્પ નવ ખડમા, ઠાલુ નથી કઇ ઠામ,
જયા જોઉ ત્યા તુહી તુહી, મારે પડીયુ છે તારૂ
કામ કહો ૧
શ્વાસો શ્વાસ સ્મરણ કરૂ, જપુ અજપા[1] જાપ,
શરીરનો સાસો મટયો, મે તો આખે જોયો અવિનાશ કહો ૨
કામી માયા પ્રગટી, મોહ્યો સઉ સસાર,
મહા જળમા સઉ પડયા, કોઇ વિરલો ઉતરે પાર કહો ૩

---

૧ અજપા—અજપા—સોહ ઉચ્ચારણનો જાપ

ખટ દર્શન[1] ખોળીને થાકયા, નજરે ના આવ્યો નાથ,
જેને કાજે જોગી જગલ વસ્યા તે હીરલો લાધ્યો
મારે હાથ કહો ૪
સુનમા જોત જળહળે, ઝળકે જોત અપાર,
અભરામ કહે નિશ્ચે જાણજો, મારી અધર છે તલવાર
કહો ૫

---

ગરબી ૮

મારે કરમે લખ્યો કિરતાર, હવે કેમ વિસારૂ ટેક
ઉન્હાળે અગ્નિ ઘણી, ધરતી તપે મહા જાળ,
તન મન જોવા ઉતાવળી, જેમ માતાથી વછુટેલ બાળ
હવે ૧

દુખ જાણી દયા રાખજો, તમો છો દીન દયાલ,
વાટ જોઉ વહેલા આવજો, મુજ અબળના આધાર હવે ૨
સસારનુ સુખ શુ કરૂ, મને લાગ્યુ તમારૂ ધ્યાન
ઘર ધધો ગમતો નથી હુ તો ભુલીછુ શુધ્ધને સાન હવે ૩
શાહ કાયમદીન ચિશ્તી પીરછે રે, પુરી મનની આસ,
નબી મહમદ મારે મન વસ્યા, ગુણ ગાય છે
અભરામદાસ હવે ૪

---

૧ ખટ દર્શન-ષડ દર્શન સાખ્ય, પાતજલ, ન્યાય વૈશેષિક, મીમાંસા ને વેદાંત

## ગરબી ૯

સેવા હમારી સફળ થઇ, ને નયેણે નીરખ્યા નાથરે,
જેને જોવા જગ તરશે છે, તે આવ્યો મ્હારે હાથરે-ટેક
મારા ઘરમા ઘર એણે કીધુ, વાસ વસ્યો અવીનાશી,
અડસઠ તીરથ મ્હારે આગણે, શુ જાઉ દુવારકા કાસી
સેવા ૧

પીરે હમને પ્યાલો પાયો, મસ્તક ધરીયા હાથરે,
કરામત સર્વે મુજને બખશી, મનની જાણે એ વાતરે સેવા ૨
ચાર પીરને[1] ચઉદ ખાનવાદામા, ચીસ્તી ઘરેણુ મ્હારૂ,
ખ્વાજા મોઇનુદીન અતાયે[3] રસુલ દર્શન જોયુ ત્હારૂ
સેવા ૩

શાહ કાયમદીન પીર માથે, સાચા મુરશદ મ્હારા,
મુજ ગરીબ પર મ્હેર જો કીધી, સેવક અમરામ તાર્યા,
સેવા ૪

---

૧ મુસલમાની ધર્મના ચાર ફાટા છે તે દરેકનો એક એક પીર
૨ ચૌદ ખાનવાદા—ચૌદ પથ
૩ અતાયે—અર્પણ કરેલા

## ગરબી ૧૦.

સાભળને તુ સૈયર મ્હારી, આજ અનુપમ દીઠુ,
કહેતાં તો કહેવાતુ નથી મળતા લાગે મીઠુ-ટેક.

મુજપણુ મે મીથ્યા કર્યુ , હુપણુ મે ખોયુ,
મુવા પછીની આશા છોડી, જીવતા સર્વે જોયુ સા ૧
એનુ વશીકરણ લાગ્યુ મુજને, જોવાને હુ જાગી,
પુરવ જન્મના ભાયગ મળીઆ, ભવસાગર દુ ખભાગી
સાભળને ૨
એને મારે અ તર નહીને, હાથા જોડી હીડુ,
ફેરામા હુ ફરી નહી આવુ એતો વાળ્યુ મીડુ સા ૩
એને મહારે અ તર નહીને, સાધન કેનુ સાધુ,
તમે વડે હુ ફરૂ સમોતી, જગ જુવે છે આધુ સા ૪
હસાનુ ઘર હેઠુ જાણી, કાચબ કુવા વખાણે,
અભરામ કહે એ રસ છે એવો, જે ચાખે તે જાણે સા ૫

## ગરબા ૧૧.

પ્રાણનાથ પાતળીઆ સાથે, લાગ્યો મ્હારો નેહરે,
હુતો પરવારીને બેઠી, રખે દેતા છેહરે-ટેક
હુ ઠકરાણી ઠમકે ચાલુ, લોકોથી નવ લાજુ,
સામળીયો મારી સેજે આવ્યો, તેના બલપર ગાજુ પ્રાણ ૧
ખાત કરીને ખોળી કાઢયો, સૈયા મ્હારો નાથરે,
એ ધુતારે ધુત્યા હમને, તન મન કીધા હાથરે પ્રાણ ૨
સમજીને મે આ સસારમા, શોધ્યા મારા નાથરે,
અભરામનો સ્વામી સામળીયો, તેણે ઝાલ્યો હાથરે પ્રાણ ૩

## ગરબી ૧૨

લોકડીયા દેખીને કહાના, પાલવ મારો મેલરે,
એકાતે આવો મારા વહાલા, કરીયે રગની રેલરે–ટેક
વારે વારે શુ કહુ તમને, ખાશો મુખની ગાળરે,
પ્રીતડલી તો પ્રીતમ સાથે, શુ જાણે સસારરે, લોકડીયા ૧
અળગા રહોને અડકશો મા અમ કને શુ માગેરે,
મ્હારી સૈયર મ્હેણુ દેશે, લોકમા ખાપણ લાગેરે, લોકડીયા ૨
અમે અબળા આહીર કેહેવાઇએ, અમ સાથે શો વાદરે,
કોઇ એક નારી એવી મળશે, ઉતારશે આ નાદરે, લોક. ૩
ચોપ કરીને ચેતી લેજો, આ અવસર નહી આવેરે,
અભરામનો સ્વામી શામળીયો, તે મ્હારે મન ભાવેરે,
લોકડીયા ૪

---

## ગરબો ૧૩.

જાણ્યુ રે ઓધવજી ત્યારા, બે હરજીનુ હેતરે,
એવુ રે જાણુતી હુતો, દીલડુ આ ના દેતરે–ટેક
આગળથીતો અમે ચેત્યા, ના રહ્યા અચેતરે,
તન મન જોબન સર્વ સોપ્યા, શીશની સમેતરે, જાણ્યુ ૧
શામળીયો મે સાબુ લીધો, આછા પાણી લેતરે,
કાળીરે કામળીયો વહાલા, ના થયો સફેતરે, જાણ્યુ. ૨

અમારે તો એકજ તમે, તમારે અનેકરે,
અભરામનો સ્વામી શામળીયો, સમજાવી કહેશરે,
જાણ્યુ . ૩

## ગરબી. ૧૪

ત્રીકમજી ત્રેગાળા સાથે, લાગી મારી પ્રીતરે,
અવર પુરૂષ મ્હારી નજરે ન આવે, એજ અમારી
રીતરે ટેક
પરણ્યો અમારો નાનડીયોને, હુ છુ દહાડે મોટીરે,
આળ ના કરીયે અળગા રહીયે, હુ તો થાઉ છુ ખોટીરે
ત્રીકમજી ૧
એ છે મ્હારો હુ છુ એની, સરખે સરખી જોડ રે,
અભરામ નો સ્વામી સામળીયો, કોઇ ના દેશો ખોડ રે,
ત્રીકમજી ૨

## ગરબી ૧૫.

વહાલાને વીસરતા મ્હારૂ, મનડુ નથી માનતુ,
વહાલાને વીસરતા મ્હારૂ, દીલડુ નથી ગોઠતુ ટેક
શેરી વળાવી સજ કરાવુ, દીવડા મેલુ દ્વારેરે,
કોઇ હમારો લાલ બતાવે, તો આપુ એકાવળ હારરે.
વ્હાલાને. ૧

ઘરમાંતો હમે ચેરી કરીને, આગણે ઉભા રહીશુ રે,
કોઇ હમારી આળ કરશે તો, જશોદાને કહીશુરે,
વ્હાલાને ૨
હરી તો હરાડા થયા ને, લીલુ દેખે ત્યા ધાયરે,
અભરામના સ્વામીને કહે જો, મ્હારા દોહેલા દીવસ જાયરે
વહાલાને ૩

---

## ભજન ૧૬.

મને ઘેલી કહે સૌ લોક, દુનીયા બાવરી ટેક
સૌ લોક આવી મને એમ સમજાવે, મુકી દે તારૂ ધ્યાન,
જાહેર બદગી જો કરશે તો, માણુસની રહે સાન
દુનીયા ૧
સીખી સુણીને સાભળેરે, તેનો કેમ આવે વિશ્વાસ,
મુવા પછીનો વાયદો તેની, ખોટીરે ગણવી આસ,
દુનીયા ૨
બાહેર ધોઇ થયા ઉજળારે, ભીતર સાફ ના હોય,
બીજ રહ્યું છે બાહેરૂ, તે તો વાટ ઉગ્યાની જોય દુનીયા ૩
બાતીનમા[1] હુ બળી રહીરે, ત્યારે થઇરે પતીત
કાયમદીનનો સેવક અભરામ કહે, હવે નર્ભે
થયોરે નચીત દુનીયા ૪

---

૧ બાતીન–છુપો–અદરથી અદર્શ

## ગરબી ૧૭

મારા સુખના સાગરરે, સઘળા ભાવે છે
ગોપીવર વલ્લભરે, લાડ લડાવે છે ટેક

પ્રીતનો બાંધ્યોરે, પાલવડો તાણે
જેને વીતી હોયરે, તે સર્વે જાણે, મારા સુખના ૧
મારો પ્રાણ જો લાગ્યોરે, પાતલીયા સાથે,
હુ તો નીંદ્રા ભૂલીરે, દીવસને ગતે મારા સુખના ૨
છાની સુળોરે, હુમને સાલે છે
ઓસડ નહી એનુ રે કોઇથી એ ચાલે છે
મારા સુખના ૩
રસીયાની સગેરે, રસ લાગ્યો હુમને,
મે તો તન મન સોપ્યુ રે, વહાલાજી તમને
મારા સુખના ૪
વાસલડી વગાડેછે, મન મારૂ મોહવાને,
હુતો હરખે હી ડુરે, તમને જોવાને, મારા સુખના ૫
કોઇ હેગી જોજોરે, ભાવે ધારીને,
૭૬ અભગમ એઝયોરે, ૩૫ નીહાળીને, મારા સુખના ૬

## ભજન ૧૮.

બાલમ માહ્‌રા, લાગ્યો તારો નેહ, અરે તુ તો નખે દેતો છેહ  ટેક
આળી ભોળી હું ઇલમ ના જાણુ, આવી તારે કાજ
ઇશ્ક લગાડી મુને તુજ ભણી, તુ તો રાખ હમારી લાજ
બાલમ ૧

હુ કદરૂપી કથજી વહાલા, અવગુણ અમારા અપાર,
હેત કરી મહારો હાથજો સહાયો, ઉતારો ભવપાર  બાલમ ૨

કુલવતીને કલેશ ઘણોરો, સજીયા સોળે શણગાર,
પીયુજી તારો પાસ નહીં આવ્યો તો, ધીક તારો અવતાર,
બાલમ ૩

શાહ કાયમદીન ચિસ્તી પીર હમારા, પુરી મનની આસ,
મોટા પીર મારે નબી મોહમદ  અભરામ છે ચર્ણનો દાસ.
બાલમ ૪

---

## ગરબી ૧૯.

મારે મ દીર આવોરે, મોહન મન ગમતા,
વેડુ છુ તમનેરે, શુ હીડો ભમતા  ટેક
. મીઠડા બોલો છોરે, મન હરી લેવાને,
છાની સૂબોરે, હમને દેવાને  મારે ૧
મારૂ દીલડુ તરસેરે, તમને જોવાને,

ભવે ભવના બધનરે, વહાલા ખોવાને. મારે ૨
મને કાઇક કીધુરે, વાસલડીવાળે,
હું તો શુધ્ધ બુધ ભુલીરે, આખ તણે ચાળે મારે ૩
ગુંગો શુ જાણેરે, સ્વાદ કઠ તણો,
એવો મરમ છે મોટેરે, રૂદીયા ભીતરનો મારે ૪
વાટેથી લીધારે, વહાલે વારીને,
તરીયાની પેઠેરે, ન નાખો ટાળીને મારે ૫
ચંચલની સાથેરે, ચીત્ત રે બાધ્યુ છે
રગે અભરામ રીઝયોરે, સુખડુ લાધ્યુ છે મારે ૬

---

## ગરબો. ૨૦

વાલમ છો મીઠડારે, મીઠડા બોલો છો,
ખતીલા ખાતેરે, ઘુઘટ ખોલો છો ટેક
પ્રીતે હુ પુજુ રે, પાતળીયા સ્વામી,
મારૂ ભાયગ ભલીયુરે, વીઠ્ઠલ વર પામી વાલમ ૧
રગીલા હમનેરે, રગે રમાડો છો,
આવી અલબેલારે, આખ ઉઘાડો છો વાલમ. ૨
જોઇતા જીવણુરે, સામુ આવે છે,
જોરાવર જાલીમ રે, જોર જણાવે છે વાલમ ૩
કરતા શુ કીધીરે, તમ સાથે પ્રીતલડી,

પહેલી નવ જાણીરે, તારી રીતલડી. વાલમ ૪
સોસે સુકાણુરે, ગાત્ર ગળીયુ છે,
જેમ કીકીને કાજળરે, ભેળુ ભળીયુ છે. વાલમ ૫
કરતા શું કીધીરે, મુકી નવ જાએ,
જેમ સીધુ સાગરરે, અળગા નવ થાયે વાલમ. ૬
હુ તો જાચક તારોરે, જગમા જાચુ છુ
અભરામના સ્વામીને, ચર્ણે લાગુ છુ વાલમ ૭

---

## ગરબો ૨૧.

રગે હુ રીઝીરે, રસીયા જોઇને,
મારૂ મનડુ રસીયુ રે, મીઠડા મોહીને ટેક
પહેરૂ પટોળીરે, પચરગી સાડી,
મારે મદીર આવોરે આખલડી ટાઢી રગે ૧
તમને શુ કહીયેરે, વાલમ વહાલાછો
જુઠુ બોલીનેરે, જીવણુ મેલી ચાલ્યા છો રગે ૨
તમે કહાન વર કાળારે, કુડા ભાખો છો
બળતાપર વારીરે, વહાલા નાખોછો રગ ૩
અણદીઠે મારગરે, વહાલા ના જઇયે,
જાણોછો જીવણુરે, તમને શુ કહીયે રગે ૪
મોઘા થઇ બેઠારે, મથુરાના વાસી,
રઙ અભરામ રીઝયોરે, ચરણુ તણી દાસી રગે ૫

## ગરબો ૨૨.

દાસી છુ તહારીરે, કઇ એક દીધુ છે,
મોતીની પ્રકારેરે, મન મારૂ વિધ્યુ છે ટેક
શુદ્ધ બુદ્ધ ભુલીરે, વ્યાકુળ થઇ વાહાલા,
તારો વેણુ સુણીનેરે, નદ તણા લાલા દાસી ૧
મને ઘાયલ કીધીરે, ઘેલા વનમાળી,
જેમ ચકોર વિધ્યોરે, ચદ્ર તણી તાળી દાસી ૨
મને છાણી સલગણુરે, સૈયર સાલે છે,
જેમ વનતર કોઇનેરે, એની વળગે છે દાસી ૩
હવે કોને કહીયેરે, પ્રેમ તણી પીડા,
લાગી છે અમનેરે, લાલ તણી લહેરો દાસી ૪
બળતાને શાનેરે, વાહલમ બાળો છો,
વેણુ આપીનેરે, આડા શીદ ચાલો છો દાસી ૫
મારી સખીયો સર્વેરે, બેલી કહે હમને
અભરામના સ્વામીરે, માલમ છે તમને દાસી ૬

---

## ગરબો ૨૩.

રૂપે હુ રાજીરે, રસીયા જોઇને
મારૂં મન રસીયુ રે, મીઠડા મોહીને. ટેક.
જાણ્યા જગ જોતીરે, જોયા વનમાળી,

રંક સુખ પામીરે, દુ ખડા સૌ ટાળી રૂપે ૧
મારા ગુણવંત મીઠારે, ગુણ તણા રસીયા
મારા રૂદીયા કમળરે, આવીને વસીઆ રૂપે ૨
મને લોકો સહુ બોલે, નઠારી વાણી
હુ તો ચોપે ચાલીરે લાજો નવ જાણી ૩
ઠારણ છો મારે, હમને ઠારોની
અબળા થઇ આતુરરે, રંગ રમાડોની રૂપે ૪
મને ઘેલી કૈયોરે, ગીરધરે કીધી છે
સાને સમજાવીને, તેડી લીધી છે રૂપે ૫
છબીલાએ હમનેરે, ઝાખી દીધી છે
મારા કાળજા કોર્યા રે, નાખ્યા વીંધી છે રૂપે ૬
પ્રીતીની પીડારે, હમને થાએ છે
આ અભરામ રીઝયોગે, ગુણ તારા ગાએ છે રૂપે ૭

## ભજન ૨૪

અતીતડા તુ તો શાને અળગો જાય,
તારૂ પડખોજ પીયુ પાય ટેક
કાશી દુવારકા તુ ફરી આવ્યો, તૃષ્ણા તારી ન જાય,
તારા દેવ તારી ખબર ના પુછે, અમથો તુ અકળાય
અતીતડા—૧
ખટ કર્મ કરે એ આ ખડી તારી, નીત ઉઠી તુ ન્હાય.

ઉપર ધોઇને ઉજળો થયો, તરા મનનો મેલ ન જાય
અતીતડા—૨

જોગી જદા સર્વ ભુલ્યા, ગુરૂ વીના ગમ ના થાય,
મારગ ભુલ્યા શેખ ને સન્યાસી, અમથા ફેર ખાય
અતીતડા—૩

માતા પિતાને મેલી ચાલ્યો, લીધો ભગવો વેષ,
જેના કાજે તુ જોગી થયો છે, તે દીઠો નહી અસલી
દેશ, અતીતડા—૪

સત ગુરૂ વેણુ વીચારી જોને, રાખ રૂદીયામા ધ્યાન,
કાયમદીન ચિસ્તીનો અભરામ કહે છે, તુ કહ્યુ મારૂ
માન અતીતડા—૫

---

## ભજન ૨૫

નાયકડા તુ જોઇને હાંરો ચાલ, હાંરે તારો ટાડો ચાલણુ
હાર ટેક

પોઠને પુઠે ચાલવુ રે, જોઇને ભરજે ભાર,
સેઠની સાથે સાચી રાખજે તારે જાવુ છે તેને બાર.
નાયકડા ૧

પાચ પચીસ તારા પોઠીયારે, બાધયા સતને કોટ,
આળસ કરી નખે ઉઘી રહેતો, તારે ટાડે આવશે ખોટ
નાયકડા. ૨

પ્રેમ પથ છે દોહલોરે, નીસદીન પોઠી હાક,
સાન કરી સમજાવીયો, નખે કાઢ વણજારીનો વાક
નાયકડા ૩

શાહ કાયમદીન ચિશ્તી પીર હમારા, પુરી મનની આસ.
નબી મોહુમદ મ્હારી મન વસીયા, ગુણ ગાય છે અભરામદાસ
નાયકડા. ૪

---

## ભજન ૨૬

કાયા ખેતર ખાતે ખેડો, મારા સાહેબે સામુ જોયુ રે ટેક
નુરત સુરત બે ધોરી બનાવ્યા, જુગતે જોતર વાલી રે,
આત્મ રામ માહી હારી બન્યા છે, ખેતર લેવા ખેડી રે.
કાયા, ૧.

આપો અહકાર માહે ઠુઠા થણેરા, મહે છે જુઠનુ જાળું રે
મારા ઘટમા જ્ઞાન કોદળો, મુળ મહીથી કાઢુ રે, કાયા, ૨
કુબુદ્ધી કચરો કરસાણુ ચુસે તેને નીદી કડાવોરે,
દીલની દાતરડી વહાલા સતની મજુરી, એમ કરી
ખેતર નીદાવો રે, કાયા ૩

પાચ છીકારાને પચ્ચીસ હરણી, નીત ઉઠી ચરી જાય રે,
ચેતન કેરી વાડ ચોફેર નખાવો, ફાફા મારી જાય રે,
કાયા ૪

એ ખેતરને જોતર [૧] છીડા, કયે છીડે જઇ ઠરશોરે;
સહેજ પથનો પાર નહી આવે, ભવ સાગર કેમ તરશોરે.

કાયા ૫.

કહે અભરામ સતગુરૂ પરતાપે, ખેતર ભલેરૂ પાકયુરે,
જે કોઇ ભાવ ધરીને માગે, તેને ઉલેચીને આપ્યુ રે,

કાયા ૬

---

## રાગ ભેરવ–પ્રભાત ૨૭.

મારા ઘટમા વલોણુ વાગે, તેની ધુન ગગનમા ગાજેરે ટેક
ગોળીનો ઘડનારો ઘટમા, માહે રવાઇયો ફરતોરે,
ગુરૂ વચનનુ દહી નાખીને, ધ્યાન પાણી ભેળવતોરે

મારા ૧

નુરત સુરત[૧] બે નેતરા કીધા, મેરૂનો[૨] કીધો રવઇયોરે,
ધુમતા ધુમતા રજની વીતી માખણ આવ્યા મહોડેરે

મારા ૨

સત સગતની તાવણ કીધી, સાહેબ નામની વાડીરે,
કુબુધ્ધી બગડ બાળી દીધુ, ઘી લીધા ઉગારીરે

મારા ૩

---

૧ છીડા—માર્ગ

૧ નુરત સુરત–નિર્ગુણ ને સગુણ બ્રહ્મ અથવા ઇંડા પિંગળા

૨ મેરૂ માર્ગ–સુમેરૂ–શુન્ય શિખર બ્રહ્મ રૂપની જગા

કહે અભરામ સતગુરૂ પરતાપે, વલોણુ ઘણુ ઘુમેરે,
જે કોઇ ભાવ ધરીને માગે, તેને ઉલેચીને હવે આલેરે
મારા ૪

---

## ભજન ૨૮

દેવ વહાલો દીનાનાથજી, કુડુ વચન નવ ભાખો,
કપટ મુકો મારા કથજી, દીલ દરીયાવ રાખો ટેક
જ્ઞાન ધ્યાન ગુણ તાહેરા, લીધી મે પાલી
વિશ્વાસમા ઘર માડીઓ, વીધી છે મછલી દેવ ૧
હુ અપરાધી અવતર્યો, લોકોનુ લીધુ,
પાપે પેટ મે ભરીયુ, કોઇનુ પાછુ નવ દીધુ દેવ ૨
રણછોડ રૂડા કથજી, કરજોડીને કહીયે,
કહેણ માનો મારા કથજી, સમોતા થઇએ દેવ ૩
અફસોસ લાગ્યો શરીરને, ભોજન ના ભાવે,
દાસ દેવાળીયો કહેવાતા, ખાપણ તુજને આવે દેવ ૪
વિલબ ના કરતા વિઠ્ઠલા, બોલો તે પાળો,
કલેશ માડી મારા કથજી, રખે દેતા ટાળો દેવ ૫
જાગી જોને તુ જાદવા, ઉઘાડીને આખો,
દાસ અભરામ છે દોહલો, પ્રભુ પત રાખો દેવ ૬

---

## ભજન ૨૯.

### રાગ ભેરવ—પ્રભાત

ભગત-વત્સલ છો બુદરા, દાસના દુ ખ ભાજો,
જાચક થઇ સભલાવીયે, નવ રાખીયે લાજો ટેક
દીન જાણી દયા કરો, આવી અરથ જો સારો,
હુ અબળા અજ્ઞાન છુ, આસરો એક તારો ભગત ૧
જાચક ઉભો દુવારડે, ઉતાવળો થાની,
ગાળો ખાસે તુ ગીરધરા, માગણના મોની ભગત ૨
તુંને શુ કહીયે તીકમા પળ પળ નવ ચુકુ,
મરણ જીવણ મ્હારા નાથજી, તુને નહી મુકુ ભગત ૩
સાભળો વાત પીતાબરા, કોઇને પાઇને પીવુ,
રક અભરામ એમ ભણે, તારા ગુણ ગાઇને જીવુ ભગત ૪

---

### રાગ ભેરવ પ્રભાત

## ગરબો ૩૦

કામ હમારૂ કેશવા, તમે કરજો રે વહેલા
તમ વીના કોને કહુ, મારા ગુણવત બેલા ટેક
હુ વહીવચો તાહરો, કોઇની કને નહી માગુ,
હટાવ્યો હટુ નહી, દુવારે તારે હુ લાગુ કામ ૧
હમારા કુળની રીત છે, અળગા નવ જઇયે,
જુગે જુગ જાચક તાહરો, માટે તુજને કહીયે કામ ૨

છણુકારે ચમકી ઉઠી, હુવે લઇલોને પાસે,
આવડા કઠણુ કેમ થાવ છો, આગળ કોણુ ગતી થાશે
કામ ૩
કોણુ આવે તારે બારણે, જો એ પામે રે ત્રાસ,
લજ્જા રાખજો શામળા, કહે અભરામદાસ કામ ૪

## ગરબો ૩૧.

સ્વામી સદેસો મોકલો, હુઇડામા હરખુ,
ભીને વાને છો ભુદરા નેન ભરીને નિરખુ ટેક
હુ નવ જાણુતો તુજને, તે કીધો દાસ,
બોલ્યા વણુ બોલાવીયો, મહારા ભાગ્યો રાસ સ્વામી ૧
કોણે કહ્યુ તુને કેશવા, આવડુ શુ કીધુ,
ગાઠડી માથે ગોસની[1], તા તે દરશન દીધુ સ્વામી ૨
પુર્વે જન્મની પ્રીતડી, માટે કરીયે દાવો,
કરમ હીણુા મહારા કથજી, તે માટે નહી આવો સ્વામી ૩
જગત જાણુ છો જાદવા, જોડી જુદુ રે ગાયે,
ઘેર ના કહે ગોવિદારે, કળા આખી થાયે સ્વામી ૪
સ્વામી સાભળો મ્હારી વીનતી, કર જોડીને કહીયે,
મન વિધ્યા તારી મોરલીએ, માટે અળગા ના થઇયે
સ્વામી ૫

---

૧ ગોસ–ગોશ્ત–માસ

ઠીક ના જોશો ઠાકરા, આણુ વહેલા આવો,
રક અભરામ એમ ભણે, દેહના બધન છોડાવો સ્વામી ૬

## ગરબો.

રાગ બીલાવલ

દુખભજન દામોદરા, મારા સોહેલા સ્વામી
દાસી પર મહેર કરતા, તુજને ન આવે ખામી ટેક
પચાળીની પત રાખવા, આવ્યા હતા અવિનાશ,
સુદામાને સતો કીયો, જાણી દોહેલોરે દાસ દુખ ૧
મીરાનુ દુખ જાણીને, વખ પ્રિને પીધુ,
રોહીદાસનુ મન રાખવા, શ્રીફળ હાથે લીધુ દુખ ૨
પ્રલ્હાદનુ દુખ ભાગવા, આવ્યા હતા અવિનાશ,
દુષ્ટબુધ્ધિ તમે ફેરવી, રાખ્યો ચદ્રહાસ દુખ ૩
નામદેવને નરભે કર્યો, તેનુ પાયેલુ પીધુ,
સેનાનુ દુખ જાણીને, દીપક તે કીધુ દુખ ૪
પંપાળીને ઉભો કરૂં, ઉભો કેમ નવ થાયે,
બટ્ટો આવે દાસીને, અવગુણ શુ રે ગાયે દુખ ૫
ધનાની ખેતી નીપજી, એવુ દો રે મુજને,
દાસ દુઃખીયો શામળ, ગાળ દેશે રે તુજને દુખ ૬
આવડો કઠણ તુ કેમ થયો, મનાયો ન માને
પત ખોઇ પીતાબરા, લાજ લાગશે તુજને. દુઃખ ૭

ઘણુ કહે શુ થાય છે, જાણો મારી પેર
રંક અભરામ તાહરો, કરોને હવે મહેર         દુખ ૮

## ગરબો.

રાગ પરભાત

કઠણ થયા છો કથજી, મારી પીડા ના જાણો,
જાગી જોને તુ જાદવા, તારો દાસ દુખાણો         ટેક
પેરના જાણો પારકી, શુ હીંડોરે ફરતા,
વરત જાશે અલ્યા તાહરૂ, મહેર શે નથી કરતા કઠણ ૧
મોઘા મોટમ શુ દાખવે, રંક ઉપર શુ રૂઠો,
આમળો મુકી આવની, દાસીથી નવ છુટો કઠણ         ૨
તારણ કરાવી ત્રીકમા તારી વાત મે જાણી,
કહેણુ માનો મારા કેશવા હુ પામર જન પ્રાણી કઠણ ૩
કોડ પુરો મારા કથજી, હરી શુ રે સતાપો
રંક અભરામ એમ ભણે ભવના બંધન કાપો કઠણ ૪

સમાપ્ત.

# ૭૮૯

# પુંજા બાવાનાં ભજન.

પુજાબાવા અસલ ખંભાતના ખારવા-ખલાસી જ્ઞાતીના હતા, અને ભરૂચમા ઘણે ભાગે રહેતા હતા હજરત શાહ કાયમદીન બાવા તરફથી તેમને ન્યામત-જ્ઞાન પ્રસાદી મળી હતી પુજા બાવાને માનનારા ખારવા લોકો ખંભાત, વડોદરા, અમદાવાદ, ભરૂચ, સુરત, મુંબાઇ વગેરે જે જે સ્થળે છે તે તે સ્થળના ખારવા આ પીરની ગાદીના સેવક ગણાય છે પુજા બાવાના ભજન ભક્તિ ભાવના, રસિક ને આકર્ષક છે

---

## ભજન ૧.

કાનુડો કામણગારોરે, સાહેલી એતો—રાગ

છે પીર અમારા સાચારે કાયમદીન બાવા

આપી છે મુજને વાચારે,–કાયમદીન બાવા ટેક.

પીર મારા બીરાજો છો એકલબારે, રકની ચડો વારેરે,
કાયમદીન બાવા ૧
પત્થરના પોઠીયાને તો ઘાસ ખવડાવી, ખરી કીયા બતાવીરે,
કાયમદીન બાવા ૨
કોલ તો એકલબારાના ઠાકોરને દીધો, તે આપે પુરો કીધોરે,
કાયમદીન બાવા ૩
મોટારે મોટા સાધુને આપે ઉગાર્યા, કઇકને પલમા તાર્યારે,
કાયમદીન બાવા ૪
સેવકને ઉગાર્યો છે મહેર કરીને, મારા હુ ખડા સૌ હરીનેરે,
કાયમદીન બાવા ૫
"પુંજાનો" સ્વામી પ્રીતે થઇ ગયો રાજી, જીતાડી રૂડી
બાજીરે, કાયમદીન બાવા ૬

---

## ભજન. ૨ રાગ-ગરબો.

### સાખી

સગત કીઆ તો કયા ભયા હીરદે લગો નહી ઘાવ,
પુંજો કહે શુદ્ધ શબ્દ ચિનો નહી, તો રહેગા દાવકા દાવ

### ભજન

હુ રંગારી રગ ચડીઓ, કુદનમા હીરો જડીઓરે,
જેમ સાગરમા નીર ભરીઓરે, અનુભવી વરને વરીઓરે
હુ રગારી ૧

હારે ભાઇ ચીત ચૈતન બે એક થયુ, ત્યા ભરમણા સહુ
ભાગી ગયુ,
જોઉં જાગી તાળી લાગી, ત્યા ધ્યાન નીરતર ધરીયુ રે
હુ રંગારી ૨

સુરત નુરત મીલકર ચાલે, પલક ગગનમા જઇ માલે,
નીરંજન સાથે નેહ લાગો, મે ભરો પ્રેમનો દરીયોરે
હુ રંગારી ૩

ઇગલા પીંગલા સુખમણા તરવેણી જઇને તરીઆરે,
પુંજો કહે સતગુરૂ મળીયા, તારે કારજ સઘળા સરીયારે
હુ રંગારી ૪

---

### ભજન ૩

[ મેરે ગુરૂને દીઆ બતાઇ, દલાલી મેંગે લાલનકી એ ગાહ ]

મેરે સતગુરૂને દીઓારે બતાઇ, અલેખ પીઆ માહી બસે ટેક
નાભી કમળમા નરત[1] કરે છે, બંકનાલની[2] વચ્ચે,
સાધુ બંકનાલની વચ્ચે,
અરધ[3] ઉરધ[4] વાટમાહે, ઉનમુની[5] ધ્યાન ધરે અલેખ ૧

---

૧ નરત—નાચ ૨ બંકનાળ-વંકનાળ-વાંકો રસ્તો ડુંટીથી ઉલટા આગળ થઇ પીઠથી માથે જવાનો સુષુમ્ણાનો રસ્તો ૩ અરધ–અધસ–નીચેનો ૪ ઉરધ–ઉર્ધ્વ–ઉપરનો ૫ ઉનમુની–ઉન્મુની, યોગીની મન રહિત અવસ્થા

ઇ ગલા પી ગલા સુખમણા, ઉલટી ચાલે ધસે, સાધુ
ઉલટી ચાલે ધસે
તરવેણીમા તાર જો લાગ્યો, ખીસાયો નાહી ખીસે-અલેખ ૨
ધન ન ધન ન નોબત વાજે, નુરતુર બરસે સાધુ નુરતુર બરસે,
મૈદાન ચોકમે ઝ ડા ગાડા, કાલ વાકુ કીયુ રે કસે-અલેખ ૩
સુન સીખર પર સાહેબ બેઠે, દીદારહી દરસે, સાધુ દી દ
દાસ પુજો સતગુરૂ પરતાપે, નીત ઉઠી જોઇને હસે અલેખ ૪

## ભજન. ૪

(મેરે સતગુરૂને દીઓરે—એ રાગ)

મે તો પીઆ પાઓ અપરપાર, નિરતર ધ્યાન ધરૂ ટેક
જાપ અજપા ગાયત્રરીને, જપતપ એહી કીયો, સાધુ જપતપ
એહી કીયો,
સુન મ ડલમે [1] સુરતા લગ રહી, અમરીત રસ ઝયોરે
નીરતર ધ્યાન ૧
ભાગી ભરમ ને ભાસ્યો બ્રહ્મ, ભરપુર એ ભરીઓ, સાધુ
ભરપુર એ ભરીઓ,
જન્મ મરણનુ જોખમ ટલીયુ, આતમ અનુભવીને વયોરે
નીરતર ધ્યાન ૨

---

૧ મ ડળ—બ્રહ્મરંધ્ર

ખટ ચકરમા[1] છેદન કીધુ, નિવૃતીને વર્યો, સાધુ નિવૃતીને વર્યો;
પચીસ[2] ધામના મેદાન ઉપર, છવીસે[3] મન ઠર્યોરે,
નીરતર ધ્યાન ૩
નીરભે થઈ આસન વાલી બેઠી, મરજીવો થઇને મલ્યો સાધુ મર
દાસ પુજો સતગુરૂ પરતાપે, જોતમા જોત ભળ્યો,
નીરતર. ૪

## ભજન ૫
## રાગ ઉપરનો.

મેરા લાલ મે લાલ ગુલાલ, લાલનસે લાલ મીલો –ટેક
આપો આપ આપણમા ખેલે, ના જાણે કોઇ નીકળી,
સાધુ ના જાણે કોઇ નીકળી,
સબરસમા સબરસ થઇ રહીને, રસમા રસ ભળી લાલનસે ૧
પાચને[4] બાધી ચારને ટાગી, કરમ કુડો ગયો બલી,
સાધુ કરમ કુડો ગયો બલી
નવ[5] ધામમે નીઆરો થઇ રહીને, દશ ધામે[6] જઇને ઠરીરે,
લાલન ૨

---

૧ ખટચક્ર-શિરાયો ફાટાની સધિ, તે છથી નવ છે ૨ પચીસ તત્વો ૩ છવીસ-ઇશ્વર ૪ પાચ—પ્રાણ ને ચાર અતકરણ ૫ નવ ધામ—દ્વાર દસમુ ધામ—બ્રહમરધ્ર

સુન મહાસુન મે લગ રહી દોર, વાલી નહી રે વલી,
સાધુ વાલી નહી રે વલી,
પારસમા પારસ થઇ રહીને, પારા થઇને પલી, લાલનસે ૩
જીવ મટીને શીવ થયોરે, જલમા જલહળી, સાધુ જલમા
જલહળી,
દાસ પુજો સતગુરૂ પગ્તાપે, આવાગમન ટળી, લાલન ૪

---

## ભજન. ૬

(હવેના વીસારૂરે—એ રાગ)

વાત કેહેને કહીએરે, કહેવા સરખી નહી રેજી ટેક
કહીએ પણ કહ્યુ ના માને કોઇ, સમજીને રહીએરે,
સમશા ગુરૂ સાનમારેજી, હારે એની પોતે પોતાનુ જોઇ,
વાત કેને. ૧
પાચરે તત્વરે તણુના એતો રૂપમા રેજી, મુલ કમલથી ઉદે થાય,
નવ ધામમાથીરે નવરોરે થઇ રહ્યોરેજી, હારે એની દશ
ધામે જઇને સમાય, વાત કેને ૨
ઉમર એનીરે બાલીરે વેશમારેજી, હારે એની સહુથી
વડો રે કેવાય,
થાવર જ ગમમારે થાગ આવે નહી રેજી, હારે જેના
મન તેના ઘર જાય. વાત. ૩

સચરાચરમારે વ્યાપીક મારો વાલમો રેજી, ધરે વહાલો
નવલા નવલા રૂપ
અનેક ભેષ કરેરે જુદી જુદી ભાતનાજી, હારે બેની સહુમા
સોહમ રૂપ, વાત ૪

પીઉને રહેવારે મહોલ મેડી જડીરેજી, ફરતી હીરા માણેકની હાર,
[1]સાત છજાનેરે બે છેરે[2]બારીઓરેજી, ત્યાતો બેની બેસે છે
નરને નાર વાત ૫

પીઉને પોઢણુરે પચરંગી ઢોલીઓરે, પ્રેમના પાથરણા પથરાય
સેજ સમારીરે સુંદર ફુલનીરેજી શોક સલુણી ટોલે થાય વાત ૬

વાજા વાજેરે અનહદ ધુનમાંરે, ત્યાતો બેની નીત્ય
નવા રંગ થાય,
ગુંગો તો ત્યા ગાય રે બહેરો તો સાભરેરે ત્યાતો બેની
અંધો જોવા જાય વાત ૭

સુનના શીખરરે તુરીયા[3] ધામમારેજી, ત્યાતો બેની નુર
તુર અપાર
દાસ પુંજાએરે નુર નીહાલીયુ રે, નુર મલી નુર થયુ
નીજ સાર—વાત. ૮

---

૧ સાત છજા—ઉપલા બે આખ, બે કાન, બે નસ્કોરા ને મોઢું
૨ બેબારી-નીચલી બે કર્મેંદ્રીયો
૩ તુરીયા જાગ્રત, સ્વપ્ન સુષપ્તિ ને તુરિયા એ ચાર અવસ્થામાની એક

## ભજન ૭.

### રાગ બીલાવર

સંસારનું સુખ શુ કરૂ, રંગ લાગ્યો છે તારોજી,
વહાલો લાગે મુને વાલમોરે, મારા પ્રાણથી પીઆરોજી ટેક
મોહનીરે શબ્દે આવી લાગી, પ્રાણ વીંધ્યો છે મારોજી,
પ્યાલો પીધારે મે તો પ્રેમનો, લીધો સબરસ મારોજી,
સંસાર ૧
પારસમાથી પરગટયો તેને કોણ કહે નીઆરોજી,
ગુરૂ ગમનો ટંકશાલમા, પાણી ગળી ગયો પારોજી, સંસાર ૨
રંગ ચડીયો નવ ઉતરે, દીન દીન થાય ઘેરોજી,
દાસ પુંજો કહે પીયુ નીરખતા, મીટ ગયો અંધેરોજી
સંસારનુ ૩

---

## ભજન. ૮

### રાગ પરભાત

સુન શીખર પર નેજા ઝલકે, આપે અલખ બીરાજેરે.
અનહદ નાદ ત્યા નોબત વાજે, સોહં મ શબ્દ ત્યા
ગાજેરે સુન ટેક
ઝગમગ ઝગમગ જોતીરે ઝલકે, નુરતુર નીશાનારે,
ગ્યાની જન ત્યા ગેન કરે છે, ધ્યાની કરે બહુ
ધ્યાનારે સુન, ૧

ગુગો જાપ અજપા જપે છે, બેરો નાદ સુણાવેરે,
અધો દરપણ માહી દેખે, આપસકુ ઓલખાવે સુન, ૨
**શાહ કાયમદીન** ચિસ્તી પીર હમારે, ગુરૂ અભરામે
અભેપદ દીધોરે,
દાસ પુજાપર મહેર કરીને, પોતા સરીખો કીધોરે. સુન, ૩

---

ભજન. ૯

રાગ બીલાવર

હુ રે વણઝારી આ દેશની, ભાવે વણજ કરૂ છુ જી
મુલ કમલમાથી પરગટી, સુનમે ધીઆન ધરૂ છુ જી—ટેક
ઉગારો હુ નવ રાખતી, વસ્તુ સાથે વરૂ છુ જી,
નવ[1] પદર[2] પચ્ચીસમા,[3] છવીસમા[4] સચરૂ છુ જી હુ રે વણ૧
હીરલા ઝવેરને માણેક મોતીડા મણી મુલ કરૂ છુ જી,
મોઘીરે વસ્તુ સાચવી, પ્રેમે પેટ ભરૂ છુ જી, હુરે વણ ૨
પારસમાથી પરગટી, પારસમાહી ભળુ છુ જી,
દાસ પુજો કહે ગુરૂ ગીનાનથી, જલમા જલહલુ છુ જી,
હુ રે વણજારી ૩

---

૧ નવ—નાડીઓ
૨ પદર—દસ ઇદ્રિયો ને પાચ પ્રાણ
૩ પચીસ—તત્વો
૪ છવીસમા—બ્રહ્મ

## ભજન. ૧૦

આજ સખીરે મારા મ દીરીઆમા, બેઠી આસન વાળીરે,
સેહેજ શબદકી ધુન ગગનમા, ત્રીકમ સાથે તાળીરે, આજ.
સોહુમ સોહુમ શબદ જો ઉઠે, લેહે તાર નવ તૂટેરે,
પ્રેમ ગાઠ પીઆશુ બાધી, તે કેમ કરીને છુટેરે, આજ ૧
સુરત નુરતસે નેહ લગાવી, નિરમલ દ્રષ્ટીએ જોયુ રે
છબીલાની છબી જોઇને મારૂ, મનડુ રહ્યુ છે મોહીરે, આજ ૨
**શાહ કાયમદીન** ચીશ્તી ગુરૂ અભરામને મળીઆ, ત્યારે
બ્રમ ઓળખાયોરે,
અટલ[1] ઘર પર નીશાન ઝલકે, તે પુજાએ પરછો પાયોરો,
આજ સખીરે ૩

---

## ભજન ૧૧

રાગ પ્રભાત. બિલાવલ

મે મારો બાલમ ઓળખ્યો, આપો આપ જો માહી.
આપે રમેને આપે ભમે, આપે રહયોરે સમાઇ મે મારો ટેક
કોઇ કહે જોગીને કોઇ કહે ભોગી, કોઇ કહે કચુ નાહી,
હે ઘટમે ને ઘટસે નીઆરા, રહયો ખાક લગાઇ, મે મારો ૧
ભેખ ધરે વાલો નિત્ય નવા, સબમા રહયોરે સમાઇ,
હીદુ તુરક કાજી મુલ્લા, વેદ પડે પ ડીતાઇ. મે મારે. ૨

---

૧ અટલ—ટળે નહી એવુ

એક શબ્દ મેં મેરો સાહેબો, ગુરૂએ દીઓરે બતાઇ,
દાસ પુજો કહે ગુરૂ વીશ્વાસમા, ચરણે શીશ નમાઇ, મે મારો ૩

---

## ભજન ૧૨

રાગ પ્રભાત, કેદારો

આ જુગતમારે ગવાણી મારા વાલા, હુ છુ તમારી સાથેરે
દુરીજન લોક સહુ દુશ્મન થઇને આળ ચડાવે
મારે માથેરે ટેક

વાકા બોલી વાત કરે છે, અણુસાભળી અણુદીઠીરે
પોતીકુ બળતુ પોતે ના ભાળે, પારકી લાગે મીઠીરે,
આ જુગ ૧

કહે છે એ બેઉની પ્રીત બધાણી, તોડી કોઇની નવ તૂટેરે
પ્રેમની ગાઠ જયા પડી રેશમની, તે છોડી નવ છુટેરે,
આ જુગ, ૨

સાસુ નણુદ મારી સાથે ના બોલે, મોખડવીના
બોલ સહીએરે,
દાસ પુજાના સ્વામીના ચરણે, જેમ રાખે તેમ રહી
એરે, આ જુગ, ૩

---

## ભજન ૧૪.

(રાગ—પ્રભાત)

સહીરે સમાણીપણુ મે કરૂ, મુને મલીઓ મોરારી,
પુરણ બ્રમ અખડ છે, નહી નરને નારી–સહીરે ટેક
મુલ કમલ નીશ્ચે કરી, નીરખી જોયુ નીહાળી,
ત્રવેણી[1] ત્રિકુટીના[2] ધામમા,બેઠી આસન વાળી સહીરે ૧
સંવપ્ન જાગરત શુષુપ્ની તુરીયા નુર વરસે,
ઝગમગ જોત જલહલે, સાચા દીદાર દરશે સહીરે ૨
સપ્તદીપ નવ ખડમાહી એક છે અતરજામીરે, છે
પુજો કહે એ વર હુ વરી, મન ગમતોછે સ્વામી સહીરે ૩

---

## ગરબો. ૧૪

તુ અલગો રહે અલબેલારે, ઓરો આવીશ ના,
તુ ના કર મુખડાનો ચાળોરે, નેન નચાવીશ ના ટેક
વાલા કેડો મેલની હમારો, તુ કાલો ને હુ ગોરી,
પેલા દુરજનીઆની ચોરીરે, ઓરો આવીશ ના, તુ અલ.
વાલા તુ નાનો ને હુ મોટી, વાલા તારી સઘાતે પ્રીત ખોટી,
હુ તો નીત્ય ઉઠી મુખડુ જોતીરે, ઓરો આવીશ ના ૨

---

૧ ત્રવેણી—ત્રિવેણી ઇડા (ઇગના) પિગના ને સુષુમ્ણાને।
૨ ત્રિકુટિસ્થાન–સુષુમ્ણા ભૂમિ સગમ

હારે મારે મહી વેચવાને જાવુ, હારે મારગડે ખોટી થાવુ,
હારે તારી સાથે ઘણુ ગવાવુ રે, ઓરો આવીશ ના ૩
મારૂ કહ્યુ માન તુ કાન કાળા, મૂક મોહન તુ મોરલીવાળા,
મારી તુટશે મોહન માળા રે, ઓરો આવીશ ના ૪
દાસ પુજાનો સ્વામી રંગ રસીયો, મહી માખણ ખાવા
આવી ધસીઓ,
મારા રૂદે કમળમા વસીઓરે, ઓરો આવીશ ના,

## ગરબો ૧૫

તારી મોરલીએ મન મોહ્યુરે, સુદર શામલીઆ,
મારૂ જન્મ મરણ દુખ ખોયુરે, સુદર શામલીઆ ટેક
તારી વાસડલી વનમા વાગી, ઝબકી મ દીરમાથી જાગી,
મારા ચીત્તમા ચટપટ લાગીરે, સુદર શામલીઆ ૧
તારી મોરલી મધુરી વાજે છે, તેતો ચૌદ ભુવનમા ગાજે છે
મોહન મુખ પર બીરાજેરે, સુદર શામલીઆ ૨
તારી એ વાસડલીના ચટકે, મારૂ મન અટકયુ તારે લટકે
તારી મીઠડલીના મટકેરે, સુદર શામલીઆ ૩
તારી વાસડલી રસીલી છે, મુને માણસમાથી ટાળી છે,
વાય વાસડલી વનમાલીરે, સુદર શામલીઆ ૪
હુ તો ચાલી સરવે ત્યાગીરે, મલ્યો પુજાનો સ્વામી સુહાગીરે
મારા મનડાની મમતા ભાગીરે, સુદર શામલીઆ ૫

## ભજન ૧૬.

રાગ કલ્યાણ હીંડોલો

શામ હીંડોલે ચડે, દેખો માઇ, શામ હીંડોલે ચડે,
સરવે ગોપી જાને વરે, દેખો માઇ, શામ હીંડોલે ચડે ટેક
સરવે વનિતા ટોલે મળીરે, જય જય કાર કરે,
આનંદ મોતી વરસે બ્રીજમા, વીખ સઉ વીસરે દેખો ૧
ગુણકા નાર ગુણ કરેહીં તા, સબ સખી ચરણે પડે,
પ્રેમ લગનમા મગન ભઇ નાગી, હસી હસી
વીલાસ કરે દેખો ૨
રસીક રમણ લાગી રસીઆસુ, ઓર સબી બીસરે,
દાસ પુંજો કહે નીત નેહ કરતા, અવર પુરૂષ કોણ વરે.
દેખો માઇ ૩

---

## ભજન ૧૭.

રાગ કલ્યાણ હીંડોલો

આપ ઝુલે રંગમા, દેખો માઇ શામ દુલારી,
આપ ઝુલે. ટેક
મગન હીંડોરો લગન દોરી, હરદમહી ઝુલે, દેખો માઇ
સત આસન સીંઘાસન બેસાડયા, ચીત ચમર ઢલે
દેખો માઇ ૧

ગણુતી શી ગણુ સબ ગરક ભઇહે, અગણુતીએ વળી
રહુ તહા દેખો માઇ ૨
દાસ પુજાના સ્વામીના ચરણે, એ રસ સમાણા જહા,
દેખો માઇ ૩

## ભજન ૧૮.

(રાગ ઉપરનો)

રંગ હીડોલામા ઝુલે, દેખો માઇ, શામ સુવાગી, રંગ
હીડોલામા ટેક
પ્રેમ રંગી હીડોલો શોભે, શોભા નઉતમ ખુલે–દેખો ૧
બુધમા શુધ ભળે છે સામી, મનધીર ધર્યો તહારે, દેખોમાઇ ૨
ચીત વીત લાગુ ધ્યાન પ્રભુસે, અગમ ત્યા ગળે દેખો ૩
શબ્દ સહીત સુરતા દોરી, દાસ પુજો ત્યા ભળે દેખો ૪

## ગરબો ૧૯.

હરી ભજન વીના દુખ દરીયા સસારનો પાર ન આવે–એ રાહ

અગનાની જીવ, કુટીલતા મુકીને નીરમલ થાની,
ભાવે ભજન કરો, ભરમ ભેદીને નીરગુણ પદને ગાની ટેક
તુ હરીજનોમા નથી હરતો, પેલા અનુભવીઆમા
નથી મળતો,

હીડે પારકાઓની નીંદા કરતો, અજ્ઞાની જીવ, કુટીલતા ૧
તારૂ કુટીલપણુ જયારે જાશે, તુ સત સમાગમમા ન્હાસે,
ત્યારે તારા મનનો મેલ તો ધોવાશે, અજ્ઞાની ૨
તુ સતગુરૂ ચરણુ જો જાશે, તો, જીવ મડીને શીવ થાશે,
દાસ પુંજો કહે પોતે પરખાશો અજ્ઞાની ૩

## ગરબો ૨૦.

(રાગ સદર)

મન સમજની, શુ સુતો છે અંગે આળસ આણી,
જોતા જુગ જાએ, જેમ જાએ છે સરીતાનુ પાણી, ટેક
ઘડી ઉપર ઘડી ભરાય છે, તારી ઉમર ઓછી થાય છે,
દીન લાખો એના વહી જાય છે, મન સમજની ૧
તે આવીને સાધન શુ કીધુ, તે લખ ચોરાસીનુ બંધન
લીધુ,
તેં અમરીત ઢોળીને વિખ પીધુ, મન સમજની ૨
તુ થાકયો ફેરા ફરી ફરી, તુ મુવો છે દેહ ધરી ધરી,
તું શુ કમાયો કમાઇ ખરી, મન સમજની ૩
તું માયાના મદમા મોહયો, તે આ અવસર એળે ખોયો,
દાસ પુંજો કહે પોતાને નવ જોયો મન સમજની, ૪

## ગરબો ૨૧.

રાગ સદર

મન રસીઆજી, મુઢ મતી મતીના માન કહ્યુ તુ મારૂ,
ખોળી લે આપ, ખબર વીના નવ સુઝે કારજ તારૂ ટેક
તુ મળને આતમ અલખમા, તુ ભટક જુઠી ખલકમા,
તારો પડ પડશે એક પલકમા, મન રસીઆજી, મુઢમતી ૧
તુ હીડે ખટરસને ખાતો, ફરે માયાના મદમા માતો,
આ મુખે હરી ગુણ નથી ગાતો, મન રસીયાજી ૨
તુ સતગુરૂ સગે ફરે સરખો, તમે ભાવ કરી રૂદીએ હરખો
દાસ પુજો કહે પરિબ્રહ્મ નરખો, મન રસીયાજી ૩

---

## ભજન ૨૨

હવે ના વીમારૂ રે નબીજીના નામનેરેજી એ રાહ
આજનુ આલીગનરે, દીધુ મારા કથનેરે,
અગોઅગ ઉપર લીધા નાથ, અધરસ પીધોરે,
બાઇ મે તો પ્રેમસુરેજી,
હેતે ચાપ્યા રૂદીઆ સાથ, આજનુ આલીગનરે ૧
અબુજ વરણીરે બાઇ એની આખડીરેજી, નેહના નેતર
ભર્યારે રસાળ,
બાર વારે ભાળેરે વહાલો મારો હુમ ભણીરેજી, તેથી
મારે વાધી વિરહની ઝાળ આજનુ ૨

સુદર વદનરે બાઇ સોહામણુ રેજી, વલી એને કુડલ ઝલકે કાન,
મધુરૂ શુ બાલેરે મોહન મારો મીઠડોરેજી, મારો વહાલો
ભીનેરે વાન આજનુ ૩
પેલા જનમનુરે પુન્ય મારે પ્રગટયુરેજી, પીયુ પામી પુરણુ
બ્રહ્મ અવીનાશ,
દાસ પુજાએરે પ્રીત પ્રભુસે કરીરેજી, હારે બેની પ્યારી
પીઆની પાસ, આજનુ ૪

---

ભજન ૨૩

હવે ના વીસારૂ રે—એ રાગ

વારૂ છુ વીઠલરે, રહેને તુતો વેગળારેજી, બાલમ વળગાની
શી ટેવ,
જગમેના સાધુરે, જાણે તને જાદવારેજી, દરશન
ઇચ્છે મુનીવર દેવ વારૂ. ૧
મહી મારા ઢળસેરે મટુકી મારી ફુટશેરેજી, તુટે મારો
નઉતમ નવસર હાર,
કહ્યુ મારૂ માનોરે કહુ છુ હુ કાનજીરેજી, પ્રેમી જનના
પ્રાણુ આધાર, વારૂ, ૨
દુરીજન દેખેરે વહાલા મારા દુરથકીરેજી, તેતો કરે વાકા
છાની વાત,
આપણા બેઉનુ રે ઉઘાડુ પાડશેરેજી, વગોણુ થાશેરે
વખ વાદ—વારૂ ૩

પાલવ મેલોરે પ્રભુ મારા પાતળારેજી, હમો અબળા તણો
અવતાર,
દાસ પુંજાએરે પ્રીત પ્રભુસે કરીરેજી, વાહલે મારે ઉતાર્યા
ભવપાર વારૂછુ ૪

---

## ભજન ૨૪

હવે ના વિસારૂરે —એ રાહ

આવી અલબેલોરે, ઉભો મારે આગણેરેજી,
એની મારે દીવાળીનો રે દન, એ સુખ શોભારે કોની
આગળ કીજીએરેજી,
આનદ થયુ હમારૂ રે મન, આવી અલબેલોરે ૧
સુખનો સાગરરે એની મારે ઉલટયોરે, દુખડા તો ગયા
તેણી વાર,
જેમ નીરધનીએરે એની ધન મેળવ્યુ રેજી, તેને હરખ તણો
નહી પાર આવી ૨
ધન ધન જીવવુ રે વ્રાજની નારનુ રેજી, શામળીઓ તો
રાસ રમાડે દીન રાત
એ તો નથીરે કહ્યારે સરખી વાતડીરેજી, એની એ તો જોયા
સરખો નાથ આવી ૩
આજ મુખડનીરે શોભા હુ શી કહુ રેજી, હારે એને કુડલ
ઝલકે કાન,

ફરફર ફરતારે બાઇ હમો પુદડીરે, બેની મારો વાલોજી
ભીને વાન આવી ૪
પુરવે જનમનીરે બાઇ મારે પ્રિતડીરે, પીયુ હુ તો
પામી પુરણાનંદ,
દાસ પુજાનો સ્વામી એ શોભતોરે, બેની મે તો સોપ્યુ
તન મન ધન આવી ૫

---

## ભજન ૨૫

હવે ના વિસારૂ રે—એજ રાહ

આજની શોભારે બેની હુ તો શી કહુ રેજી, પામી હુ
તો સામળીઓ ભરથાર,
ભરમણાઓ ભાગીરે મારા તો મનતણીરેજી, હતે મેં તો ઝાલ્યો
એનોરે હાથ આજની શોભારે ૧
મુખડાની શોભારે અતિ શોહામણીરે, હારે મારો સામળીયો
શ્યામ સ્વરૂપ,
લટકો તો કરેરે જુદી જુદી ભાતનોરેજી, જયા જોઇએ ત્યા
એનુ છે રૂપ આજની શોભારે ૨
મોર મુગટરે અતિ રળીયામણોરે, બેની એને કુંડલ
ઝળકે કાન,
કંઠે કૌસ્તુભ મણીરે એને એ બીરાજતીરેજી, હારે મારો
વાલોજી ભીનેરે વાન આજની શોભારે ૩

થાલ તો ભરીઓરે બાઇ મે તો મોતીએરેજી, હારે મે તો
વધાવ્યો દેવ મોરાર,
સરખી સમાણીરે સહીઅર ટોળે મળીરેજી, પાટે
બેસાડયા તે વાર આજની શોભારે ૪
ધન ધન દહાડોરે જેને હેતે પીયુ મળેરેજી, બેની તેનો
મનખા દેહનો લાભ
દામ પુજાનેરે પીયુ પડમા પ્રગટયારે, બેની મારા સત
ગુરૂનો પ્રતાપ આજની શોભારે ૫

---

## ભજન ૨૯.

રાગ સામેરી—મલાર

પેલો કાનજી પડયો મારી કેડેરે, ઓ સઇએર શુ કરીએ, ટેક
અળગો ગ્હીને વાલો આળ કરે છે, વળગ્યો આવે એ વાટે,
છ છેડુ તો મારો છેડલો ન મુકે, મને રોકી જમુનાજીના
ઘાટેરે, ઓ સઇએર શુ કરીએ ૧
જળ ભરવા કેમ જઇએ મારી બેની, વાલો ઉભો
જમુના તીર,
કેડ મરોડીને કાકરડી મારે, પેલો નણુદલ કેરો વીર,
ઓ સઇએર શુ કરીએ,
લાખ ટકાનુ મારૂ બેડલુંરે, વાલો છબકે છાટે નીર,

ચરણુ ભીજે મારી ચોલી ભીજે, ભીજે મારા નવલા ચીર,
ઓ સહીઅર ૩
લોકડીઆથી જરા નવ લાજે, હીડે લપટ લાલચ કરતો,
જયારે જાઉ ત્યા મારી જોડેરે આવે, હીડે વાહલો
પુઠળ ભમતો, ઓ સહીઅર ૪
પુરવે જન્મના ભાગ્ય હમારા, વહાલો પ્રીતે એ વર મળીઓ,
દાસ પુજાના સ્વામી પાતળીઆરે, મારો ભવસાગર
ફેરો ટળીઓરે, ઓ સહીએર શુ કરીએ ૫

---

## ભજન ૨૭.

મારી બેનડી નહી જાઉં પઇએરીએ, મને વાહાલુ લાગે
સાવરીએ,
મારી બેનીરે, નહી જાઉ પઇએરીએ, ટેક
પઇએરીએ પીડા ઘણીએરે, સાવરીએ સુખ હોયરે,
હો મારી બેની,
પીવજી હમારો પરીબ્રહ્મ કહેવાયે, તો તેમના માનીતા
થઇ રહીએ, મારી બેનીરે, નહી જાઉ પઇએરીએ ૧
સાસુ મારી સુખમણીરે, સસરો પેર કરેરે ઘણેરી,
પીવજી હમારો સેજડીએ સીધાર્યો, તો આનદની
થઇ લહેરી, મારી બેનીરે, નહી જાઉ પઇએરીએ ૨
પઈએરના પનોતા થઇને, સાવરીએ જઇ રહીએ, હો બેની,

કહેણી બી સહીએ રહેણી કમઇએ, તો પીયુના માનીતા
થઇ રહીએ, મારી બેનોરે, નહી જાઉ રે પઇએરીએ. ૩
સાવરીયુ ને પઇએરીયુ એ, દોનુ કીધા હાથરે, હો બેની,
શાહ કાયમદીન ચીસ્તી ગુરૂ અભરામને મળીઆ,
દાસ પુજાના સરીઆ કાજરે, મારી બેનીરે, નહી જાઉરે ૪

---

## ભજન ૨૮.

મારા વહાલારે નહી રે જવા દેઉ બારણે,
તમે રહો આ ઘર કેરી માહી,
મારા વહાલારે નહીરે જવા દઊં બારણે ટેક
લોક ઠગારા આ ગામનારે, તે બીચ કેમરે રહેવાય,
પાચ પચીસ માહી નાર ઠગારી, મારો બાલમ જાયરે ઠગાય
મારા વહાલારે ૧
બાધી મુકુ નહી છોડુ રે, શુ છે તમારૂ રે જોર, ઘેરીને
ઘાલુ ઘરમા રે, હુ તો કરીશ પાધરો દોર મારાવાલારે ૨
લખણુ તમારા ચોરનારે, મેલી દીઓ એ ટેવ,
રહો ઘર ભીતર આપણા, હુ તો કરૂ તમારી સેવ,
મારા વહાલારે ૩
સમતા વાળોની સામળારે, ભટકામા નહી રે ભલાઇ,
અમીર લોકને એસી બિનતી, મારી સુરતામા રહોરે સમાઇ
મારા વહાલારે ૪

માહી રમોને પીઆ માહી ભમોરે, માહી સુખ લોને વીહાર,
એ ઘર ભીતર એક અ તર મેડી, ત્યા કોણ જાનનહાર,
મારા વહાલારે ૫
પ્રેમે પીયુ મારો વસ થયોરે, હવે આ૦યો મારે હાથ,
પુજાનો સ્વામી પ્રીતે મળ્યો છે, વીલો ન મેલુ દીન રાત,
મારા વહાલારે નહી જવા દઉ બારણે, ૬

---

## ભજન ૨૯.

રાગ ધુવાણ

ભજનમા પણ ગવાય છે

મે તો મોહન લીધોરે મુલવી, સુન મહાસુન બજાર કેરી માય,
મારી સહીએરો. મોહન લીધોરે મુલવી. ૧
દુનીયા સગળી દેખતારે, લખીઓ કાગળમા લેખ,
દરદાવોરે કોઇનો નહી રે, એમ કીધો ફારગતીનો વિવેક
મારી સહીએરો ૨
હુ છુ રે એની અને એ છે રે માહરા, અ તર નહી રે લગાર,
અરસપરસ બેઉ એક થઇ રહયા, મટયો લખ ચોરા
સીનો ભાર મારી સહીએરો મોહન લીધોરે મુલવી
આવાગમનની આશારે મુકી, થઇને બેઠીરે ઉલ્લાસ
પુજાનો સ્વામી પ્રીતે મળીઓ, હવે ફરી નહી આવુ ગર્ભવાસ.
મારી સહીએરો, મોહન લીધોરે ૪

## સાખી

ધન તેરસ ધન દહાડલો, ધન ઘડી આ અવતાર,
ધન પુંજો કહે હરીની ભકિત જે કરે, તે ઉતરે ભવજળ પાર

---

## ભજન ૩૦

મારે ધન તેરસ ધન દહાડોરે, સખી ધન ધોવાને,
મારા પરભુ પધારોને ઘેરરે, દરશન દેવાને ટેક
ધનતેરસ ધન ધોયુ મારી બેની, હીરા માણેક મોતીનો હાર
મણી મન ધોયુ મે તો નીરમળ નીરે, ગયો મારા
સઘળો વિકારરે, સખી ધન ૧
ભગતી રૂપી આભુષણ પહેર્યાં, સજીઆ શોળ શણગાર
શીલ સતોષનો સેથો પુર્યો, નઇણે કાજળ સારરે સખી ૨
આજ સખી મે અચરત દીઠુ, હરીએ હેતેરે ઝાલયો હાથ,
આલીંગન દીધુ ને ચુબન લીધુ, કહી વાલે બાલપણાની
વાતરે સખી ૩
વળી વળી વહાલો મુને હસી બોલાલે, ભાવ રૂદેમા રાખી,
અગો અગ ઉર ઉપર લઇને, કઠે બાહુડલી નાખીરે
સખી ધન ૪
હુ છુ રે એની અને એ છેરે મારો, સરખા સરખી
બેઉની જોડ,
પુજાનો સ્વામી રગ રસીઓ, પુરે મારા મનડાના
કોડરે, સખી ધન, ૫

## સાખી.

રાત અંધારી કાળી અને કાળી ચઉદશ જેહ,
ધન પુંજો કહે કાળી ચઉદશ શહી કરે, અભેપદ પામે તેહ

---

## ભજન ૩૧.

મારે કાળી ચઉદસની રાતોરે, શીખી કામણ કરવાને,
મારા પ્રાણજીવન પરભુ નાથરે, તેનુ મન હરવાને
જંતર મંતર ઉપાસનારે, પંચ ભૂતનું રે કીધુ,
કામ ક્રોધ, મોહ માયાના મંત્ર, તેનુ તો બલીદાન દીધુરે
શીખી ૧

કરણી કર્મની આહુતી આપી, અહંકાર હોમ જો કીધો,
નવ ભાતનુ નૈવેદ ધરીયુ પછી આતમ વશ કરી લીધોરે
શીખી ૨

ચેતન પુરૂષની ચોકીરે બેઠી, જાપ અજપો સાધ્યો,
અધર આસન વાળીને બેઠી, પછી અક્ષરાતીતને[1] આરાધ્યોરે
શીખી ૩

દોડયા દોડયા હરી મુજ ઘેર આવ્યા, મને અણુ બોલ્યા બોલાવે
પુંજાને સ્વામી પ્રીતે મળીઓ, મોટા મુનીવરને સ્વપ્ને
ના આવેરે શીખી કામણ ૪

---

૧ અક્ષરાતીત—અક્ષરની પેલી પારનો.

## સાખી.

પદર ભુવન વ્યાપી રહયો, અતરજામી એક,
ધન પુજો કહે ઘટમા પીયુ વસે, એને નહી રૂપને રેખ

---

### ભજન ૯૨

મે તો વશ કીધો વનમાળીરે, આજ મારે દીવાળીરે બાઇ દીવાળી
મારા પરભુનુ મુખ જોયુ નીહાળીરે દીન દીન દીવાળીરે,
બાઇ દીવાળી ટેક
પરભુ આવીને મારે મદીરે બેઠા, શોભા તે વરણી ના જાય,
ઇંગલા પીંગલા ચમર ઢોળે, સુખમણ સેજ બીછાયરે આજ ૧
વીવેક આવીને ગાન કરે છે, નુરત સુરત કરે નાચ,
પાચ પચીસને નઉતમ નારી, તેતો ઉભી મારા પરભુજીની
પાસરે, આજ મારે ૨
તાલ પખાવજ જતર વાજે, સરનાઇ નાદ થાય ભેરી,
મરદગ ઉપર નોબત વાગે, સત સુકરિત કરે ફેરીરે આજ ૩
ઝગમગ ઝગમગ જોતી ઝળકે, ફરતી ચોદસ વારી,
નુર તુરના પુવારા ઉડે, ત્યા અનહદ તેજ અજવાળીરે આજ ૪
ઓહમ સોહમ શબ્દ જો ઉઠે, ખેણુ[૧] ના ટુટેરે વાર,
રણકાર[૨] રટણા રટે છે, અમરીત ઝરે અપારરે આજ ૫

---

૧ ખેણુ—ક્ષણ ૨ રણકાર—અવાજ

અગમ નીગમની ગમ નહીં, તે મેહ નજરે દીઠોરે આજ,
પુજાને પરભુએ અભેપદ દીધુ, મારા સરીઆ સઘળા
કાજરે આજ મારે ૬

---

### ભજન. ૩૩

રાગ ધુમાલ

પ્રાણજીવન પીઆરોરે હોરી ખેલેહો, મેરે સતોરે,
સુન માહ સુન કેરી માહી, પ્રાણજીવન પીઆરેરો
હોરી ખેલેહો ટેક

પાચ પચીસ પીઆકી સગે, મીલી હે નઉતમ નાર,
એ ખેલ નીરતર ખેલે ખલકમા, તેના મરમનો જાણો
પાર, પ્રાણજીવન ૧

સુખમણ નાર સખ બજાવે ઉન સુની તાન મીલાય,
ઇગલા પીગલા નરત કરે છે, ત્યા ઝગમગ જોત જલાય
પ્રાણજીવન ૨

તીરકુટી તરવેણીના ઘાટમારે મોહન મોરલી વાય,
હરદમ નોબત અતર વાગેરે, સોહમ સોહમ થાય
પ્રાણજીવન ૬

ખેલ રચ્યો ચોગાનમારે, ત્યા ઉડે પ્રેમ પુવાર,
પુજાનો સ્વામી હોરી ખેલેરે, ત્યા વરસે નુર ધુવારા
પ્રાણજીવન. ૪

## ભજન. ૩૪

મગળ ચીને ચતુર સુજાણ, સ્વપ્નુ સસાર છે—એ રાગ

દુગધા દોનુ બુજાઇ, ગુરૂ મેરે ગીનાનથી,
સતો અભેપદ પામ્યા આનદ, હવે તો તમા નથી ટેક ૧

વિખ વીકારીનુ ઝેર કાઢી નાખીયુ, સતો અમરમફળ કેરૂ બુન,
અમીરસ ચાખીયુ દુગધા દોનુ બુજાઇ ૨

સસાર કેરૂ સુખ દુખ એ દોનુ ગયુ, સતો પારસમણી કે સગ, કે પારસ થઇ રહયુ દુગધા દોનુ બુજાઇ ૩

નવ ધામે[1], કેરા નીશ ધામ, દસ ધામે[2] મન ઠસ્યુ, સતો ભાઇરે કેવલ નાર છત્રીસમે ચીત વસ્યુ દુગધા દોનુ બુજાઇ ૪

ઝગમગ ઝગમગ થાય જોતી જલહલે, સતો પુજામા પીયુ થયો પરકોશ, નુરમા નુર ભળે દુગધા દોનુ બુજાઇ ૫

---

## ગરબી. ૩૫

(મારે પુરવે જનમની પ્રીત, વાહાલાને કેમ વીસારૂ એ રાહ)

ઘેર આવોરે મોહનલાલ, માખણ ખાવાને,
મુજ ઉપર કીધી મહેર, પ્રેમ રસ પાવાને

ગીરધર મારે ઘેર પધાર્યા, મારે આનદની થઇ હેલીરે,

---

૧ નવધામ—નવદ્વાર ૨ દસમુ ધામ બ્રહમરંધ્ર

છબીલાની છબી નરખીને, હુ તો હરખે થઇ ઘેલીરે
માખણુ ૧

દહી દુધની ટેવ ત્રીકમને, મહી મોહનને ભાવેરે,
માખણુને કાજે મા ા વહાલો, મારી પુઠે વળગતો આવેરે
માખણુ ૨

માખણુ તો મુનીજન માગે, દેવને દુર્લભ થાઇરે,
બ્રહ્માધિક ને ઇદ્રાધિક છે, તે મોહન માખણુ ખાયરે
માખણુ ૩

પ્રીતે પ્રભુજી પાલવે વળગી, પ્રેમે કીધી વાતરે,
અરસ પરસ બે એક થઇ રહયા, આવ્યો રસીઓ પુજાનો
નાથરે, માખણુ ખાવાને ૪

---

## ભજન ૩૬.

રાગ વસંત

તુમ મત મારો પીચકારી, મારા વાહાલા ભીજે મારી
નવરગ ચીર ચોળી

તમ હસ સરખે કુવર કનૈયા, તો હુ છુ રાધા ભમર
ભોળી તુમ મત ૧

ચુવા ચદન ઓર અરગજા, કેસર લીજીએ ઘોળી,
મુખપરતુમરે અમીરસ છાટુ, એવો રગીલો રમસે
હોળી. તુમ મત ૨

લાલ ગોવાલણી ઘેરી નરહરીએ, બીજ વનિતાની ટોળી,
દાસ પુજાનો સ્વામી રંગભીનો, સો વશ કીધો રંગમાં
રોળી તુમ મત ૩

## ભજન ૩૭.

રાગ વસંત

રૂઠડા બાલમ શાને ફરો છો, બહોત ગુમાને ભર્યા રે,
પ્રથમ પ્રીત પહેલી કરી શુ કરવા, મન ચંચલ હરવાને,
રૂઠડા ૧

હમો અબળા ઉપર મારા વહાલા, ના કરીએ એવું રે,
પ્રીતડલી કરતા શું કીધી, કઠણ પડી હવેરે, રૂઠડા ૨
ધુતવેડા તમે મેલો મારા વાલા, કુડ કપટ મન માહે,
દુર દીલ ને કઠીણતા ઘણી, મહેર નહી મન માહે, રૂઠડા ૩
જેહને ભાવો નાથજી મહારા, શો છે ગુનો હમારો,
દાસ પુજાના સ્વામી અંતરજામી, મે પાલવ પકડયો તહારો
રૂઠડા, ૪

## ભજન. ૩૮

રાગ વસંત

ચાલો સખી જોવાને જઇએ, જયા વસંત ખેલે વનમાળી
નવતમ નાર મળી નવ જોબન, હસી હસી લે વહાલો
તાળી ટેક ૧

નટવર નાનો છે લઘુ વેશે, છમક છમક કરે ચાળો,
વલગે ઝુમે ને મુખ ચુમે, મોહન મોરલીવાળો ચાલો
સખી ૨

અબીલ ગુલાલ અતી ઘણા ઉડે, કેસર ભરી છે ઘોળી,
ચુવા ચદન છાટુ છાટણુ તો, લાલ લીઓ રગમા રોળી
ચાલો સખી ૩

વાજા વાજેરે અનહદ બાજે, ગાજે નાદ થાય ભેરી
તાલ પખાવજ મરદગ વીણા, મોરલી શબ્દે ઘન ઘેરી
ચાલો સખી ૪

આવે જાવે મોહ ઉપજાવે, મધુરે શબ્દે ગાવે,
પ્રેમીજન શુ પ્રીત લગાવે, માનુનીને મન ભાવે ચાલો
સખી ૫

સઉમા નાનો સઉમા મોટો, ખેલ કરે બહુ ભારી,
દાસ પુજાનો સ્વામી અખલી, ખલીઓત તારા મુખડા
ઉપર જાઉવારી ચાલો સખી ૬

---

## ભજન ૩૯.

### રાગ વસત ફગવો

બ્રીજનારી ખેલે ફાગ, ફગવા દોનીરે,
કુલકી લાજ મરજાદ મેલી, મે નીકસી અગન કે બાર,
ફગવા દોનીરે બ્રીજ ટેક

ફાટે દીલસે મે ગઇરે, મેતો બોલુ અબોલા બોલ, સાધુ,
ઘુઘટ કાઢી ચોદસ નીરખુ, મારી સુરતા કરતી ઘાટ
ફગવા દોનીરે બ્રીજ ૧

ઝુલતી ઝોકે જો ખાતી, સુધ રે ગઈ ને સાન, સાધુ,
મસ્ત ભઇ બાથા ભરૂરે, મને કાઇ ના વાપે કામ,
ફગવા દોનીરે બ્રીજ ૨

પ્રેમ પીચકારી છુટીઓરે, મુને લાગી છે ચીત માહી, સાધુ,
પુજાના સ્વામી ચરણે પડીરે, મુને દેખાડો વિસ્તાર,
ફગવા દોનીરે બ્રીજ ૩

સમાપ્ત

# હજરત ખાજા સાહેબ ચિસ્તીના ભજન.

### ભજન ૧.

પાવ પલકમે કરે નિહાલ, સમરથ હે
મારા સતગુરૂ દીન દયાલ, સમરથ હે  ટેક
જલમા ડુબતા પશ્ચિમ દેશ આવે, જાયે બક નાલથી પાર,
ત્રીગુણ તાપ વ્યાપે નહી રે, નીકલા ભવસે બહાર મારા ૧
ઇંગલા પીંગલા સુખમણારે, ભલો બન્યો પરિવાર,
જાપ અજપા તુહી તુહી બોલેરે, નાભી કમળ ઘર બારશે
મારા સતગુરૂ  ૨
ધંમણ ધમધમે શીશ કંપેરે, મેરૂ ડગમગ થાય
એરે હંસા ચેતન ભયોરે, અગમ દેશમે જાય
મારા સતગુરૂ  ૩

નુરી ઘર અવીનાસકારે, કીગરા ઝલકા ખાય,
દાસ બડા કહે સુનો ભાઇ ગ્યાની, તેજમે તેજ સમાય
મારા સતગુરૂ ૪

## ભજન ૨.

ઓસડ હુડી લેજો ભાઇ, તારૂ ઓસડ હુડી લેજો ભાઇ ટેક
ભલા ભલા [1]ધનેતર વઇદ કહેવાએ, વિખનુ જોર મટાવેરે,
બાવા વિખનુ
સાહેબ નામકી ખબર ના જાણી, તો ઓસડ કહાસે પાવેરે
તારૂ ઓસડ ૧
મોટા મોટા મુનીજન ખાખ લગાવે, ઘરો ઘર અલેખ
જગાવેરે, બાવા ઘરોઘર,
સાહેબ નામ તો રહે ગયા ન્યારા તો ઓસડ કહાસે પાવેરે
તારૂ ઓસડ ૨
એરે ઓસડ તારા ઘટમા બીરાજે, બહાર હુડે કહાસે
પાવેરે, બાવા બહાર,
કહે બડા ગુરૂ જ્ઞાનથી પાવે, અધા બહાર કહા જાવેરે

## ભજન ૩

મારા દેખત મનડા મોહ્યારે હો લાલ, ઉસ લટકાલે સે ટેક
સરખી સાહેલી મારી સુધબુધ બીસરીરે,

---

૧ ધનેતર—ધન્વતરી વૈદ્ય.

પ્રેમ પીયાલો હમને પાયોરે હો લાલ, ઉસ લટકાલેસે મારા ૧
હરદમ હરદમ તુજકો પુકારૂ રે, હરદમ અલ્લાહ તેરી યાદીરે,
હો લાલ, ઉસ લટકાલેસે મારા ૨
સાસુ સસરાની મે તો લાજ ન રાખીરે, સૈયા બગલ બીચ
પાયો રે હો લાલ, ઉસ લટકાલેસે મારા ૩
કહે બડા મોહ રસીયા પ્યારારે, સુરશદે ગ્યાન બતાયો
રે હો લાલ, ઉસ લટકાલેસે મારા ૪

---

## ભજન ૪.

આજ હમે ગયાતા રે સાહેબ સભામા, પોસલીયે રસ
પીધારે, અલ્લાહ,
પીતા પીતા પરમ પદ પાયો, ગુરૂએ પીયાલો મને પાયારે,
અલ્લાહ, આજ ટેક.
પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો, બીજે પીયાલો
થઇછુ ઘેલીરે, અલ્લાહ૧
ત્રીજે પીયાલે મારી સુધ બુધ વીસરી, ઢળી પડી ચોથા
પહેલીરે અલ્લાહ આજ
સાહેબ સભામા અમે જઈ આવ્યા, તીરથ કરીયે ઘટમારે,
અલ્લાહ,
જાપ અજપા તુહી તુહી બોલે, એ ભગતી બહુ ભાવેરે,
અલ્લાહ આજ ૨

દાસ ખડા કહે તારી ભગતી ન છોડુ, ભીલમીલ સૈયો મુજે
મારીરે, અલ્લાહ;
નબીરે મોહમદ રસુલ હમારે, બુડતા મુજને તારીરે,
અલ્લાહ આજ ૩

## ઉમર બાવાનાં ભજન

### ભજન ૧

સાથે સગાથી પાયો, બાઇ મારી સાથે સંગાથી પાયો,
સગાથી પાયો ને હુ તો ખોવાયો, નીરાધારમે સમાયો
બાઇ ટેક

ઓહમ હસાને સુરતે રમાડુ, નાભીથી બહાર નીકાલુ,
નવ નાડીની સગ નીત ખેલુ, એવુ છે ધ્યાન હમારૂ
બાઇ ૧

છરે ચક્કરને તણ તરવેણીમા, વીછુડો જીવ જાણી,
સુન મહેલમા મળી ગઈ મારી, તાકી તો નહી રે એધાણી
બાઇ ૨

[1] સાત દરવાજાની સાન બતાવુ, નવથી [2] તે નવધા નિચારી,

---

૧ સાત દરવાજા—બે આખ, બે કન, બે નસ્કોરાં ને મુખ.
૨ નવ—નાડીએ નવધા—નવ પ્રકારની ભક્તિ

દસમે દરવાજે જીવ દશા ભૂલી, ૫દરમી ઉઘાડી બારી
બાઇ ૩
સાત દ્વીપને સુખમણ બારી, વદેહી વાત હમારી,
પેસી પતાલે કાલીનાગ નાથ્યો, ગોફણ ગોલોરે મારી બાઇ ૪
૫ડને છોડી વરભડ[1] ફોડી સુરતા સુનમે જોડી,
દાસ ઉમર પર દયા સતગુરૂની ભાગ ચલા અબ ટોલી
બાઇ ૫

## ભજન ૨.

કાયા ઘડ એસી લીયો મેરે ભાઇ, તોહે ખોલ કહુ
સમજાઇ ટેક
પાખ વિના થઇ પહાડ ચડ જાઉ, પગ વિના થઇ ચાલુ,
હાથ વિના તો હેરીને મારૂ, આખ વિના તો ભાળુ કાયા ૧
સેલા[2] કાતીને કરૂ રે સુતર, તેની પામરી વણાવુ,
વણ ચદેથી ચદો દેખાડુ, વણ સુરજ અજવાળુ કાયા ૨
દખણ દીશાથી દોરી બાધુ, ઉત્તરમાગે ઉસેટુ,
બનમે ઝુલી બાવાજી બેઠે, તો તેને હુ સમેટુ કાયા ૩
ઘાયલ ઘુમે ને ઘાવ ના દેખે, ખોળનારો ખોવાયો,
દાસ ઉમ્મર પર દયા સતગુરૂની, તો જીવતા નીશાન
ચડાયો કાયા ૪

---

૧ વરભડ—બ્રહ્માડ
૨ સેલા—પૂણીઓ

## ગરબો. ૩

સખી પોતાની પરતીજ, પહેલી કરીયે રે,
સખી સ્વપ્ને તજીયે ભોગ, જીવત મરીયે રે ટેક
સખી પ્રેમે આવે પાખ, ઉડી જઇએ
સખી, અગમ ઘરની વાત, અમો કહીએ રે ૧
સખી નાભી કમળ ઘર મ્હાય, પ્રેમે ઉછાળોરે,
સખી ચંદો ઝળકે મ્હાય, હંસ હમારો રે ૨
સખી નાભીથી નીચો દેશ, આગળ ચાલો રે,
સખી મછરીયા[૧] તે મ્હાય, તેને ઝાલો રે સખી ૩
સખી વીંછુનો વિકાર, લાગે કારી રે,
સખી નાથ્યો કાળી નાગ, નીશાનો મારી રે સખી ૪
સખી સાત દીપની મ્હાય, અગ્ની લાગે રે,
સખી આગળનો અવતાર, સરવે જાગે રે સખી ૫
સખી ઇંગલા પીંગલા સાર, સુખમણુ નારી રે,
સખી મન પંખીને બ્હાર, જાય કાઢી રે સખી ૬
સખી ચંદ્ર સુરજથી નુર, ઉતરે ન્યારૂ રે
સખી તરવેણીની મ્હાય, લાગે પ્યારૂ રે સખી ૭
સખી અભય લીધો ગઢ, લાગી દોરી રે,
સખી સુરત સમેટી જાય, વરભંડ ફોડી રે સખી ૮

---

૧ મછરીઆ મખીઓ મછર માખો કરડનાર.

સખી સાત દીપની મ્હાય, દરવાજા ખુલ્યારે,
સખી દેહ તણા વિકાર, સરવે ભુલ્યા રે સખી ૯
સખી રગ રગ બોલે રામ, રટણા લાગી રે,
સખી મખીયા છુટે પડ, ભરમણા ભાગી રે સખી ૧૦
સખી અધર મેલી આસન ગગન ગાજે રે,
સખી ચઉદ[1] દરવાજે નિશાન, એક બીરાજે રે સખી ૧૧
સખી પદરમે[2] પ્રગટયુ નુર, લાગી દોરી રે,
સખી દાસ ઉમરનુ મન, લીધુ ઘમધોરી રે સખી ૧૨

## ભજન-રે ટુકો ૪

તમે સુતર કાતોને સારૂ, સોહમ મારો રે ટીઓ ટેક
ચાર આરા તો ચાર વેદ રે, લેહ લાટનો ઠાઠ,
તારાક તરવેણીમા હેરીઓ, માઇ ભમરો ભમે એ વાટ
સોહંમ
સામી ગિનાનથી સાલવોને, બેસણી નાભી નામ,
મોભેથી મરમ મે જાણીઓ, દમ સુતર ફર્યાનુ છે કામ
સોહમ ૨
થડ થાભલીઓના મરમ છે રે, મનનો મેલ ના તુ ધોઇ,

---

૧ ચૌદ દરવાજા—સાત જાને સાત દરવાજા મળીને ૧૪
૨ ૨ બ્રહમાંડની પાર બ્રહમ રંધ્રની પેલી પાર તે પદરમુ

તેને અણી ઉપર આણુતા, સામી સુરતા સુથારણુ જોઇ
સોહમ ૩

માકડી મનના પરેમની રે, અખડ રહે એ જાત,
ભીમરી ભેદ ના જાણીઓ, એમ રેણી તે રગની સાથ
સોહમ ૪

તણ તોરણીઆમા તોલીઓરે, ચેત ચમરખા પરોઇ,
જેમ જાતને ઝીકીએ, એમ પુણીમા પરાણુ પરોઇ સોહમ ૫

દમના દામણુ બાધીઆ, છુટા છતરીસે ઘાટ,
આનદ આરામા ઓળખો, માહી બેઠી સોહાગણુ પાટ
સોહમ ૬

ઢીગલીઓ બે ઢાકીઓ, આખ ઉઘાડીને જોઇ,
માથુ ખોઇ અમર થઆ, ગુરૂ અભરામના ઉમર સોઇ
સોહમ ૭

---

## ભજન ૫

પ્રાણુ પ્રિયાસે પરોયો, બાઇ મારો પ્રાણુ પ્રિયાસે પરોયો ટેક
પ્રાણુ પરોયોને નેહ બધાયો, બીજમા વરખ સમાયો
બાઇ ૧

સુરતકી સીગી ને સબદકો ટેકો, મન તો ભોગીને પ્રેમ
એકો. બાઇ ૨

તીરથ પોતે ને કાશી લાવે છાપો, ભટકી મુઓ ને નહીં
ખોયો આપો બાઇ ૩
નીરજન નીહાળીને વસ નહી કીધો, લેઇ છરીને ખુન
કીધો બાઇ ૪
દેહ કતાતી ને દેહ પર જોતી, દો બીચ એક ન સમાતી
બાઇ ૫
તરવેણી તારને વહે જણકારો, દાસ ઉમર કહે નામ સમારો.
બાઇ ૬

## ભજન ૬

રહેણીમા એક સાહેબ સુજે, નુકતે સાઇ નિવાજે ટેક
કર્યા કરમ ભોગવવા પડશે, કરમ કરી બધાયા,
વસ્તુ રૂપ પર વારી જાઉ, પહેલુ રૂપ છે કાયા રે
રહેણીમા ૧
ઢાગ કરીને ધુતી ખાતા, સુખે સુવા કાજે,
પોતાનુ મન જીત્યા વિના, સાહેબ કયાથી રાચે રે
રહેણીમા. ૨
રહેણીનો રગ માતો કહીયે, તરવેણીમા તારે,
દાસ ઉમ્મર પર દયા સતગુરૂની, નુર નજરે ભાળે રે
રહેણીમા ૩

